# અનુક્રમ

| વિષય | | | પૃષ્ઠાંક |
|---|---|---|---|




પ્રથમ આવૃત્તિ ૧૯૬૮ : વિક્રમ સંવત ૨૦૨૪
દ્વિતીય આવૃત્તિ ૧૯૬૯ ,, ,, ૨૦૨૫
તૃતીય આવૃત્તિ ૧૯૭૪ ,, ,, ૨૦૩૦
મૂલ્ય : ૭ રૂપિયા

પ્રકાશક :
શ્રી કાન્તિલાલ ના શાહ
દિવ્ય જ્ઞાન સંઘ
ક્વીન્સ વ્યૂ
૨૮/૩૦ વાલકેશ્વર
મુંબઈ-૪૦૦ ૦૦૬

મુદ્રક :
કૈવલ્ય શાહ
લિપિની પ્રિન્ટરી
૨૨, કલ્યાણદાસ બિલ્ડીંગ
ગોગટે ક્રાંતિ માર્ગ
મુંબઈ-૪૦૦ ૦૩૬

# મૌનની મંત્રમયી વાણી

માનવજીવનના વિકાસના ચાર સોપાનની વાત કરતાં યૌવનોત્તર સૂમિકાએ મુનિવ્રતના માહાત્મ્ય તરફ પૂ શ્રી ચિત્રભાનુ મહારાજે આપણું ધ્યાન દોર્યું છે. 'મૌનમાં આત્માના સંગીતનો અનુભવ કરે તે મુનિ" આમ કહેવામા એમણે એક રહસ્ય આપણી સમક્ષ પ્રગટ કર્યું છે. મૌન એટલે વાણીનો અભાવ નહી, એ એક એવી અવસ્થા છે જેમા, ભીતર જે ઝીણું ઝીણું સતત ગુંજન ચાલી રહ્યું છે એનો અનુભવ થાય છે. ગુંજન તો છે વાણી અને લયનો સંવાદ. ને જ્યા સંવાદ છે ત્યા છે આનદ. આમ સચ્ચિદાનંદના અનુભવની જ એમણે વાત કરી છે.

સચ્ચિદાનંદનો અનુભવ એજ પૂર્ણત્વનો-આત્મશ્રીનો અનુભવ છે. એ અનુભવ સહુને થવો જોઇએ પણ થતો નથી. એનુ કારણ છે સ્વરૂપવિસ્મરણ; ભૌતિક મ્હોરાની પાછળ રહેલા આપણા સાચા સ્વરૂપનુ જ આપણું અજ્ઞાન. જીવનની સર્વ કંઇ વિષમતાનુ–રાગદ્વેષનું, આશાનિરાશાનુ, ભયક્રોધનું, દૈન્યનુ, દુ ખનુ, બધી વાસનાઓનું, અભાવનું. અપૂર્ણતાનુ–મૂળ આમા જ રહ્યુ છે. એ જ છે અંત.કરણ પર થર પર થર થઇ જામેલુ આવરણ, જે આપણા શુદ્ધ સ્વરૂપના નિર્મલ પ્રતિબિંબને સ્ફુટ થવા દેતું નથી.

પૂજ્યશ્રી એમની સરલ, સુદર અને પ્રભાવક વાણીમા કહે છે કે "દીવાલોમા મન અટવાઇ ગયુ, તો પરમ સત્યનુ દર્શન તમે નથી કરી શકવાના." દીવાલો એટલે અહ જે અ શરૂપ છે અનિત્ય છે; એના છદે ચડવામા આખરે તો પડવાનુ જ રહે છે દીવાલ સામે નજર માડવાથી કોઈ પોતાને જોઇ શકતુ નથી. પોતાને જોવા માટે તો અમલિન સમતલ અરીસાની જરૂર રહે છે આત્મશ્રીના દર્શન માટે એવી જ રીતે જોઇએ મલમુક્ત અચંચલ મન

પણ મૌનની, કે ચિત્તની અચંચલતાની વાત અહીં નિષેધાત્મક નથી. આ ગ્રંથમાં લેવાયેલાં પ્રવચનોમાં પ્રગટ થતા એમના મનોભાવને જોઈશું તો જણાશે કે જીવનને એ આનંદનો આવિષ્કાર જ ગણે છે. જીવનને એમણે તો આનંદસભર જ જોયું છે અને એટલે જ, એ રીતે જે જોઈ નથી શકતા એમને એ રીતે જોવાની એ દષ્ટિ આપે છે. મૌનમાંથી પ્રગટ થતા આત્માના સંગીતને એ સર્વગત કરે છે

આપણો—હવે તો લગભગ આખી દુનિયાનો—સમાજ જ્યારે જનતંત્ર અધીન છે ત્યારે વિચિત્રતા તો એ છે કે સમાજના એક અપરિહાર્ય અંગ રૂપે એની અભિલાષાનો નહીં પણ માનવી એનાથી કેવલ અસંબદ્ધ એવી વિચ્છિન્નતાનો અનુભવ કરતો જણાય છે. એની દષ્ટિનું લક્ષ્ય સમાજ નથી, નજરનું કેન્દ્ર છે સ્વયં પોતે. અહીં એનું ફલક સાંકડું બને છે, બને છે અત્યંત અલ્પ. જે અલ્પ છે તે ભૂમાને ધારણ કરી શકતું નથી અને ભૂમા નથી તો આનંદ નથી

આ પ્રવચનો બાહ્યનો આંતરિક સાથે, સમષ્ટિનો વ્યક્તિ સાથે સંવાદ સધાવનારાં છે, સ્વનું જ્ઞાન કરાવનારાં છે, આનંદ અભિમુખ કરાવનારાં છે, ને તે પણ સહુને સરળ પડે એવી મધુર વાણીમાં હૃદયે હૃદયે એનો ગુંજનધ્વનિ જાગે એવી ઇચ્છા એમના પ્રકાશન સાથે વ્યક્ત કરું છું.

— રાજેન્દ્ર શાહ

# આત્મશ્રીની પૂર્ણતા

**ऐन्द्रश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिलम् ।**
**सच्चिदानन्दपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥**

ઉપાધ્યાયજી મહારાજ જ્ઞાનસારના મંગળાચરણમાં આત્માની સહજ અવસ્થાના સ્વરૂપનું આલેખન કરે છે, આત્માની સહજ આધ્યાત્મિક લક્ષ્મીનુ એમાં વર્ણન કરે છે, આ આત્માની આધ્યાત્મિક લક્ષ્મીની સભરતાનો—આત્મશ્રીનો જેને અનુભવ થાય તે ન વર્ણવી શકાય એવા સહજ સુખનો અનુભવ કરી શકે. પછી તો આ જગમાં રહેવા છતાં અને આ દેહમાં વસવા છતાં એ કોઈક અનોખું અને આનંદમય જીવન જીવી શકે. પણ એ દુઃખની વાત છે કે આ આત્મા વિભાવના પ્રમાદમાં પડીને પોતાના સાચા સ્વરૂપને અને આત્મશ્રીને ભૂલી ગયો છે.

શ્રેષ્ઠ ધનવાનનો પુત્ર પણ જ્યાં સુધી પોતે ધનવાન છે એમ સમજતો નથી ત્યા સુધી એ રસ્તામાં કોઈ વટેમાર્ગુ પાસે પણ ચોકલેટ લેવા માટે બે આના માગવા ઊભો રહી જાય છે કારણકે એને ખબર નથી કે એ કેટલા ધનનો વારસદાર છે. એનો કોટ્યાધિપતિ પિતા રસ્તા પરના આવા હજારો માણસોને નભાવી શકે તેમ છે તેનો એને ખ્યાલ નથી. બાળક અજ્ઞાન છે. એનુ આ અજ્ઞાન ભીખ મગાવે છે. જ્યારે એ મોટો થાય છે, એનામા જ્યારે જ્ઞાન આવે

છે, સમજ આવે છે ત્યારે એ વિચારે છે, "શું એ હું જ હતો જે બસ સ્ટેન્ડ આગળ ઊભો રહીને ચોકલેટ માટે બે આના માગતો હતો ! હુ ધનપતિનો પુત્ર ભિખારી ?" એ અજ્ઞાનમા પડેલો હતો ત્યારે બે આના માટે ભીખ માગતો પણ જ્યારે એને ખબર પડે છે કે એ તો મોટી સપત્તિનો સ્વામી છે, શ્રીનો માલિક છે, ત્યારે એ માગતો તો નથી પરતુ જે માગ્યુ હોય એના ઉપર એને હસવું આવે છે.

આ જ રીતે આ આત્મા આત્મશ્રીને ઓળખતો નથી ત્યા સુધી વિષયો માટે યાચના કરે છે, કામના માટે ભીખ માગે છે, એક સામાન્ય સત્તા માટે—પાચ વર્ષ સુધી સત્તાના કોઈક પણ આસને બેસી શકે એટલા ખાતર ચૂટાવા માટે વોટની ભીખ માગે છે ને એ માટે પામર થઈને અહીંથી તહીં ફર્યા કરે છે. કારણકે આત્મશ્રીમાં શુ સુખ છે અને જીવન જીવીને અદરથી શુ મેળવવાનુ છે એની એને ખબર નથી. એટલે જીવન—આખુ જીવન આ માગવામાં અને તે માગવામાં વેરી નાખે છે.

આત્મસુખના જ્ઞાનથી તો વાર્ધક્ય પણ મધુર બને. માણસ પચાસ જીવે, સાઠ જીવે કે સિત્તેર જીવે, પણ અનુભવનુ અમૃત લઈને જીવે એમાં સાર્થકતા છે. જેમ જેમ એ જીવન જીવતો જાય તેમ તેમ એની પાસે અનુભવની મીઠાશ આવતી જાય છે. એણે દુનિયા જોઈ છે, માણસો જોયા છે, અનુભવોમાથી ઘણુ ઘણુ મેળવવાનું મેળવ્યું છે. જેવી રીતે પાકી કેરી મીઠી હોય એમ વૃદ્ધ પુરુષ અને વૃદ્ધ સ્ત્રી મીઠાશથી ભરેલા હોય, એમની વાણીમાં મીઠાશ હોય, એમના વર્તનમા મીઠાશ હોય, એમનાં મોઢાં ઉપર આવેલી

રેખાઓમાં મીઠાશ હોય અને જોનારને એમ થાય કે આમની પાસે જઈએ તો કેવુ સારુ !

પણ આવુ કેમ થતુ નથી ? એનુ કારણ એ જ છે કે જિંદગી શા માટે છે અને જિંદગીનો હેતુ શો છે એ પહેલેથી જાણ્યુ નથી. એટલે છોકરા જેમ પેલાં ડબલા-ડબલીઓ ભેગાં કરતાં હોય છે એમ માણસો માત્ર થોડાક પૈસા, થોડીક સત્તા, થોડીક પદવી—આ બધુ ભેગુ કરવામા આયુષ્ય પૂરુ કરી નાખે છે.

દુનિયાનુ આ પલટાતુ દૃશ્ય તો જુઓ ? જ્યાં સુધી તમારી પાસે પૈસો હોય, સત્તા હોય, પ્રતિષ્ઠા હોય ત્યા સુધી દુનિયા તમને પૂછયા કરે, પણ જેવી એ સત્તા ગઈ, જેવો એ પૈસો ગયો, જેવી એ પ્રતિષ્ઠા ગઈ કે દુનિયા કહેશે હવે એને બાજુમા ફેંકો દુનિયા એને જે માનતી હતી તે એના વ્યક્તિત્વના વિકાસને લીધે નહિ, એની આધ્યાત્મિક ચેતનાના આરોહણને લીધે નહિ, પણ એની પાસે જે દસ લાખ રૂપિયા હતા એને લીધે એ એને પૂજતી હતી. હવે એ દસ લાખ રૂપિયા એના હાથમાં નથી, એના દીકરાના હાથમા છે દુનિયા કહે કે ડોસો હવે આપણને શું કામનો છે ? મૂકો એને બાજુમા. આમ માણસના હાથમા સત્તા હતી ત્યા સુધી પૂજાતો હતો, પુછાતો હતો પણ સત્તા ઉપરથી ઊતરી ગયો એટલે એ પણ ભુલાઈ ગયો ભુલાઈ જ જાયને. કારણકે હવે એ કોઇને સુખી કરી શકે, કોઈને લાભ કરાવી શકે એવુ કાઈ એની પાસે રહ્યુ નથી.

બૂટ પૉલિશ કરનાર પાસે કરોડપતિ ઊભેલો હોય,

બેંકનો જનરલ મૅનેજર ઊભો હોય ત્યારે એ એમ નથી માનતો કે બેંકનો જનરલ મૅનેજર મારે ત્યાં ઊભો રહ્યો છે. એનો ગર્વ એ કરે તો એ ગર્વ ખોટો છે. બેંકનો જનરલ મૅનેજર બૂટ પૉલિશ કરનારો ઘણો સારો માણસ છે એમ સમજીને નથી ઊભો, પણ બૂટ પૉલિશ કરાવવા છે એટલે એ ઊભો છે. બૂટ પૉલિશ ચાલતું હોય ત્યાં સુધી એ બૂટ પૉલિશવાળો કહે તેમ તે ડાબો અને જમણો પગ મૂકે. એ વખતે પૉલિશવાળો એમ કહે: 'જુઓ, હું કેવો કે આ મૅનેજરને કેવા લેફ્ટ-રાઈટ કરાવું છું!' તો એ કેટલી બધી અણસમજ છે! એ ડાબો અને જમણો પગ મુકાવે છે એમા એની કાઈ હોશિયારી નથી, એમાં ગર્વ કરવાનો નથી કારણકે એ તો એના બૂટ પૉલિશ કરે છે. ગ્રાહકને એનાં બૂટ ચકચકિત કરાવવાના છે એટલા માટે એ ઊભો રહે છે. એવી જ રીતે મોટામા મોટો કરોડાધિપતિ પણ ગાડીમાંથી ઊતરીને આવે છે. શા માટે આવે છે? પૉલિશ કરાવવા આવે છે.

એમ કોઇ સત્તાધીશની પાસે ઘણા માણસો આવતા હોય તો એણે એમ માનવાનું નથી કે એની પાસે ઘણા આવી ગયા. એ તો એટલા માટે આવતા હતા કે એમને એ કાંઈક ઉપયોગી થઇ શકે એવી સત્તા એની પાસે હતી.

કોઈ ધનવાનની પાછળ ઘણાં લોકો દોડતાં હોય તો એણે એમ નહિ માનવાનું કે મારી પાછળ દોડે છે, એની પાસે ધન છે એટલે એમાંથી થોડુંક કાંઈક મળશે એ આશાએ એ દોડે છે.

આ બધું શું સૂચવે છે? બહારની વસ્તુ જ્યાં સુધી

આપણી પાસે છે ત્યા સુધી એ લોકો આપણી પાસે આવે છે. જ્યા એ વસ્તુમાંથી આપણે ખસીએ, કાં વસ્તુ ખસે એટલે દુનિયા આખી ખસી જાય છે ત્યારે આપણી પાસે સરવૈયામા શું રહે છે? કાઈ જ નહિ.

આ આત્મા દેહ છોડીને જાય છે ત્યારે એની સાથે શું લઇ જાય છે એ તો વિચાર કરો! આખી જિંદગી સુધી 'આટલા આવ્યા, આટલા મળ્યા' એવી ગણતરી કર્યા કરો છો એમા જ જીવન પૂરું થઇ જાય છે જો આધ્યાત્મિક ઓળખ ન થઈ, સ્વશ્રીની પહેચાન ન થઈ, હુ કોણ છું એ માટેનુ જ્ઞાન ન મળ્યું તો આ બધું તમે જે સગ્રહ કરેલું છે એ બધું જ બીજાને માટે છે. તમે સચય કરો છો, ગોઠવો છો, બીજાને આપીને ચાલ્યા જાઓ છો.

પોતાને માટે શું છે એ વિચાર કરવાનો છે અને એ વિચાર કરવાને માટે આપણે અહીં મળ્યા છીએ.

તુ કોણ છો? તારું સ્વરૂપ શુ છે? થોડું તો પિછાન.

આત્માની શ્રીથી મગ્ન બનેલો અને સત્, ચિત્ અને આનંદથી પૂર્ણ એવો આત્મા તો આ જગને પણ પૂર્ણ જ જુએ છે અને માને છે કે કર્મને વશ બની આખું જગત લીલામા લાગેલું છે.

તેને જગતના માણસો કેવા દેખાય? જેમ બાળકો સાગરના કિનારે જાય, નાનકડાં રેતીનાં ઘર બનાવે અને વહેંચી લે કે આ ઘર મારુ, આ ઘર તારુ, એમાં બાળકો આખી બપોર કાઢી નાખે. ખાવાનુ પણ ભૂલી જાય. રેતીના ઘરના માળ ગણ્યા કરે. એક કહે: બીજો માળ મે ખેંચ્યો. બીજો કહે: ત્રીજો માળ મેં બાંધ્યો. એમ કરતાં હોય ત્યાં

એમની મા શોધતી શોધતી આવે 'અરે! તમે જમ્યાં પણ નથી ?' બાળકો કહે, 'નહિ અમે અમારું ઘર બાંધીએ છીએ, માળ બાધીએ છીએ.' 'હવે બાંધ્યાં મકાન, ચાલો.' મા ખેંચીને લઇ જાય છે. આ રેતીનાં ઘર મૂકતાં પણ પેલાં બાળકોને દુઃખ થાય છે. એમને થાય કે મા કયાં વચમાં આવી ! પણ મા તો જમવા માટે બોલાવવા આવી છે. પણ એમને ગમતુ નથી. એમને તો પેલા રેતીનાં ઘરોમાં, પહેલો માળ બાધવામા, બીજો માળ બાંધવામાં, આ ઘર મારું અને આ ઘર તારું એમ કરવામાં જે એક લહેજત પડે છે, એ જમવામાં એમને નથી પડતી.

એવી જ રીતે જ્ઞાનદશામાં જગતના લોકો પણ એવા જ દેખાય. 'આ ઘર મારુ અને આ ઘર તારું,' એ માટે જ લોકો લડી રહ્યા છે. બાળકોમાં અને તમારામાં જો ફેર હોય તો આટલો છે કે બાળકો છોડી શકે છે–હસતાં હસતાં છોડી શકે છે–અને આગળ વધીને જરૂર પડે તો એકાદી લાત મારીને પોતે બાધેલા રેતીના ઘરને પોતે ઉડાડી પણ મારે છે. પણ તમે બાધેલાં ઘર છોડો છો તો ખરા, પણ રડતા રડતાં છોડો છો. તમારાં જ બાધેલાં ઘરમાંથી જ્યારે તમારે નીકળવાનો વારો આવે છે ત્યારે કેવી દશા થાય છે ?

આપણે પ્રવાસી જ છીએ; અહીંથી આગળ વધવાનું જ છે, પંથ જો કાપવાનો છે, તો શા માટે આસક્તિની અંદર લપટાઇ જવું ?

પ્રભુ મહાવીરે જીવો ચાર પ્રકારના કહ્યા છે.

પહેલો પ્રકાર સાકરની ઉપર બેઠેલી માખી જેવો હોય છે. બીજો પ્રકાર પથ્થર પર બેઠેલી માખી જેવો હોય છે,

ત્રીજો પ્રકાર મધના બિન્દુ પર બેઠેલી માખી જેવો હોય છે અને ચોથો પ્રકાર લીંટમા પડેલી માખી જેવો હોય છે.

પહેલો પ્રકાર એ ઊંચો પ્રકાર છે સાકરની લાદ્દી પડેલી હોય તેના પર માખી આવીને બેસે તો એ ખૂબ મીઠાશ માણે. જ્યાં સુધી એ લાદ્દી ઉપર બેઠેલી છે ત્યા સુધી તેને ચૂસ્યા જ કરે, પણ એનામાં ઊડવાની સ્વત ત્રતા છે. જ્યારે એને થાય કે હવે ઊડીએ, ત્યારે પાખો ફફડાવી ઊડી જાય છે. સાકરની માખીને કોઈ બ ધન નથી. સ્વાદ છે, સ્વતંત્રતા પણ છે, મધુરતા અને મસ્તી બ ને છે એણે સ્વત ત્રતાને વેચીને મધુરતા માણી નથી

આ જીવનમાં તમે રહો તમને મકાન મળે. વૈભવ મળે, સમૃદ્ધિ મળે, સત્તા વગેરે ઘણુ ઘણુ મળે. એ પુણ્યના પરિણામે મળેલી આ બધી વસ્તુઓમા પણ તમે સાકરની માખી જેવા અલિપ્ત રહો, તમે તમારા આત્માની સ્વત ત્રતાને આસક્તિની મીઠાશમા નાખી ન દો, બંધાઇ ન જાઓ. સાકરની માખી આ સ્વાદ માણે છે પણ પોતાની પાંખોને સદા સચેત રાખે છે. ધારે ત્યારે એ ઊડી જાય છે.

બીજી માખી પથ્થર ઉપર બેઠેલી છે. એમાં ભલે મીઠાશ કાંઇ ન હોય, સ્વાદ કાઈ ન હોય પણ એને માટે સહુથી મોટી વાત સ્વતંત્રતા છે. એ જ્યારે ધારે ત્યારે ઊડીને જઇ શકે, ધારે ત્યારે નીકળી શકે, એને બાધનાર કોઇ નથી. પથ્થર ઉપર આસ્વાદ નથી પણ સ્વતંત્રતા છે.

ત્રીજા પ્રકારમા મધના બિંદુઓ પર બેઠેલી માખી આવે છે. એ માખીને મધ મળે છે, મીઠાશ મળે છે જ્યા સુધી મધ ચૂસે ત્યાં સુધી મસ્તાની બની રહે છે. પણ

જેવી ઊડવા જાય ત્યાં બંધન. એ ઊડી શકે નહિ. મધની ચીકાશે એની પાંખોને પરવશ બનાવી દીધી છે, એ પંગુ બની ગયેલી છે. ઊડવા જાય છે ત્યારે એને ખ્યાલ આવે છે કે ઊડી શકાતું નથી જ્યાં આસક્તિ છે ત્યાં મરણ છે. એ ઊડી નથી શકતી, તરફડે છે અને જે મધમાં મીઠાશ માણતી હતી એ મધમાં જ એ મરી જાય છે.

ચોથી માખી લીંટમાં પડેલી હોય છે. એને આસ્વાદમાં પણ કાંઇ નહિ અને ઊડવા ધારે તો ઊડી પણ ન શકે કારણ કે એની પાંખો જ ચોંટી ગયેલી છે.

પ્રભુએ બતાવ્યું કે જીવો ચાર પ્રકારના છે.

પહેલો પ્રકાર કયો તો કે ऐन्द्रश्रीसुखमग्नेन. આત્માની લક્ષ્મીની ઓળખવાળો જીવ આત્માની વિભૂતિને જાણનારો જીવ–સદા સત્, ચિત્, અને આનંદથી સભર છે આપણામાં આ બધું ભરેલું છે. જ્ઞાન પણ અંદર ભરેલું છે, આનંદ પણ અંદર ભરેલો છે, અને શાશ્વતતા એટલે અનંતતા પણ અંદર ભરેલી છે.

કોઈ પૂછે કે તું કોણ? તારી ઓળખ તો આપ! તો એમ ન કહેશો કે મારી ઓળખ દેહ, ફલાણું નામ, ફલાણું ગામ, ફલાણું રહેઠાણ.

કોઇ એમ કહે કે ફલાણા ગામના અમે જૂનામાં જૂના રહેવાસી, અમારા બાપદાદા ત્યાં રહેતા હતા. પણ તું એ ગામમા રહેતો જ નથી તુ તો ચાલ્યો જ આવ્યો છે તારું વળી ગામ ક્યાં છે? આ તો એક વિસામો છે.

વિસામો એ ગામ નથી બની શકતું. આરામનું સ્થાન એ કદી ધ્યેય નથી બની શકતું. અને મુકામ, જ્યાં રહેવું

પડે એ મંજિલ નથી માણસની મંજિલ તો આગળ છે માણસ એ મંજિલને ભૂલી ગયો છે

કોઈ પ્રવાસી થાકીને ઊંઘી જાય છે. એ અર્ધનિદ્રા કે તંદ્રામાં હોય ત્યારે પૂછો કે ક્યાં છો? કહે કે અહીં જ રહું છું. ક્યા જવાનું છે એ ભૂલી જાય છે.

આપણને કોઈ પૂછે કે તું કોણ? તો આપણે એમ જ કહીએ કે સદા પ્રવાસી–ગામ અને ઠામ વગરનો. ઠામ અને ગામમાં અટવાઈ ગયો તો ભગવાન કહે છે કે 'સચ્ચિદાનંદ પૂર્ણાનંદ'ની પૂર્ણ અવસ્થા વિસરાઈ જશે

આ શ્લોકમાં કહ્યું કે તું સત્ છો. તને કોણ મારી શકે એમ છે? તુ મરવાનો જ નથી. તમે ગુજરાતીમા કહો છો: 'પાછો થયો' પાછો થયો એટલે મરી નથી ગયો,. જીવતો છે. આ જન્મ લીધો એના પહેલા પણ હતો અને મરી ગયો તો પણ છે, તો મરી કોણ ગયો? આ દેહ મરી ગયો. ઘરડુ કોણ થયુ? દેહ થયો. જન્મ કોનો થયો? દેહનો થયો યુવાન કોણ થયું? દેહ થયો. અને બળી કોણ ગયુ? દેહ બળી ગયો. જન્મ શૈશવ, યૌવન, વાર્ધક્ય અને મરણ– આ બધુ શુ છે? અવસ્થા છે આ ચાર દેહની અવસ્થાઓ છે. ચેતનની અવસ્થા છે જ નહિ. ચેતન તો અવસ્થા વગરનો છે, સ્વસ્થ છે.

એટલે જ મીરાએ ગાયુ: "હંસલો નાનો ને દેવળ જૂનુ તો થયુ" હું ક્યા ઘરડો થયો છું? હું ક્યાં થાકી ગયો છું? હું તો આત્મા છું હુ તો આયુના બંધન વિનાનો છુ. જેને ઉંમર જ નથી, અવસ્થા જ નથી, કોઈ વર્ષો નથી એ હંસ છે. આત્મા ઉંમર વગરનો છે. ઉંમર

કોને લાગે છે? દેહને. ઉધેઇ જો લાગતી હોય તો લાકડાને લાગે છે, કાટ જો લાગતો હોય તો લોખંડને લાગે છે પણ અગ્નિને ઉધેઇ ન લાગે, સોનાને કાટ ન લાગે, એવી જ રીતે આત્માને કંઈ જ ન થાય.

આ દેહને બધુ જ લાગે. એ જન્મે પણ ખરો અને મરે પણ ખરો. નાનકડો હોય ત્યારે રૂપાળો રૂપાળો હોય; યૌવનમા આવે ત્યારે આકર્ષણનું એક કેન્દ્ર બની જાય. ઘરડો થાય ત્યારે એને બીજાની મદદ લેવી પડે, વૃદ્ધ થાય અને રોગથી ઘેરાય ત્યારે માણસને પરવશતાનો અનુભવ થાય અને મૃત્યુ થાય એટલે આ દેહ બળી જાય. આ બધી અવસ્થાઓ કોની થઈ? દેહની થઇ.

પણ આ આત્મા છે એ અવસ્થાહીન છે એને કોઇ ઉંમર નડતી નથી. એને શૈશવે નથી, ઘડપણે નથી, મરણે નથી અને જન્મ પણ નથી આત્મા અમર છે, શાશ્વત છે, અને જે શાશ્વત છે એજ સત્ છે.

સત્‌ના અસ્તિત્વના અનુભવમાં સત્તા કેન્દ્ર બને, પછી ભલે શરીર ઉપર થઇને ઘડપણ પસાર થતું, દેહ ભલે જીર્ણ થતો; પણ એ અંદર બેઠો બેઠો મલકાય છે, કે હું તો એવો ને એવો જ છુ. આ બધું ય બહાર થઇ રહ્યું છે. આત્મા જ્યારે સ્વસત્તામાં કેન્દ્રી બને છે ત્યારે એને લાગે છે કે આ બધુ ય આસપાસ બની રહેલું છે. આ દેહનું જ એક નાટક ચાલી રહ્યુ છે.

એટલે જ ઉપાધ્યાયજીએ કહ્યું કે नाटकम प्रति पाटकम જ્ઞાનદશામાં એને દરેક શેરીમાં નાટક લાગે છે, નાટકને જ જુએ છે, પ્રેક્ષક તરીકે

મારે એ જ કહેવાનુ છે કે તમે પ્રેક્ષક રહો; પ્રેક્ષક તરીકેનો તમારો અધિકાર છે. તમે નટ ન બની જાઓ. પ્રેક્ષક જેટલો સુખી છે એટલો દુનિયામા કોઇ સુખી નથી. એ રંગશાળામાં આવે છે, બેસે છે, જુએ છે અને સમય પૂરો થાય ત્યારે ચાલતો થાય છે. એને પડદા સંકેલવાના નહિ કે ગોઠવવાના નહિ; સામાન ઉઠાવવાનો નહિ કે મુકાવવાનો નહિ એ તો પ્રેક્ષક છે તટસ્થતાથી જુએ છે.

આ અનુભવ જો કરી શકાય તો લડાલડી, ઝગડાઝગડીનો અત આવે. વૃદ્ધોને એટલી બધી આસક્તિ છે કે લોકો હેરાન થઈ ગયા છે. તેને બદલે એ એવા બની જાય કે એમને પૂછવા આવે ત્યારે જ એ સલાહ આપે અને કહે કે તમને તમારી જવાબદારીનો ખ્યાલ આપી દીધો છે, તમારી જવાબદારીને ધ્યાનમાં રાખીને જીવો, જવાબદારી ધ્યાનમાં રાખીને નહિ જીવો તો અકાળે હેરાન થઇ જશો. આ તો દોરી ઉપર ચાલવાનુ છે.

આત્માને પણ એટલી સમજણ આપીને સ્વ તરફ વાળી લેવો જોઇએ. એમ થાય તો માણસ આ જગતમાં બહુ મઝાથી જીવી શકે અને એ માટે પહેલો પ્રકાર બતાવ્યો કે તુ કોણ છે? सच्चिदानन्द पूर्णेन તુ સત્ ચિત્ અને આનંદ થી પૂર્ણ છો.

તું સત્ છો. તારી શાશ્વત સત્તામાં તું રહેવાનો છે, મરવાનો છે જ નહિ. આ જુઓ. જૈન ધર્મમાંથી મરવાની વાત જ નીકળી ગઈ. સાચો જૈન કોણ? જે મરવામાં માનતો નથી. જ્યારે ઘરમાંથી એક માણસનો વિયોગ થાય ત્યારે કહે: 'પાછા થયા' એટલે અમારુ ઘર મૂકીને બીજે ઠેકાણે ગયા. પાછા થયા, અહીંથી ગયા, પણ ક્યાક ગયા. એટલે જૈન-

કુળમાં મરણ નહિ, શોક નહિ, કાળા કપડાં નહિ, પ્રવચન સાંભળવાનું બંધ નહિ, અને ખૂણા પાળવાના પણ નહિ.

જેવી રીતે આવ્યો છે તેવી રીતે ગયો છે. 'કીધા વિના આવ્યા હતા અને કીધા વિના ગયા,' આ વાત જેટલી સમજાય એટલો માનવી શોક રહિત થાય.

અજ્ઞાની રોજ માથાં ફૂટે, કકળાટ કરે પણ આમ કરવાથી જે થયેલું છે એ થોડું જ પાછું આવવાનું છે? મમતાની જડો ઊંડી શા માટે નાખવી કે જેથી જીવન એક યાત્રાને બદલે સંતાપ બને?

મે એવાં કુટુંબો પણ જોયાં છે કે જેમાં મરતી વખતે કહે, "જુઓ, હું જાઉં છું. મારી પાછળ આંસુ પાડશો નહિ, બને તો પ્રાર્થના કરજો, મારી પાછળ રડશો નહિ, બને તો ધર્મ કરજો, મારી પાછળ ખૂણામાં ભરાઈને બેસશો નહિ, ને બને તો યાત્રાએ જજો." આમ વિદાયને યાત્રા માની જનારા માણસો પણ છે.

તમે દીકરાને બહારગામ મોકલો છો. કોઈ પૂછે તો કહો છો કે પાચ વર્ષે આવશે. ઘરે આવીને શું કરો છો? એમ માનો છો ને કે બહારગામ બેઠો છે, ભણે છે. આમા પણ એ જ સમજ કેળવવાની છે. બહારગામ ગયો છે, વિશ્વમાથી કયાંય ગયો નથી. જેવી રીતે સ્વજન પરદેશ ગયું એ સમજ છે, પણ દેહ છોડીને એ પરદેશ ગયું છે એવી સમજ આવી નથી. જ્ઞાનીને આ સમજ હોય છે. લોકો સમજે છે એના કરતા જ્ઞાનીઓ જરાક આટલું વધારે સમજે છે.

જરાક વધારે સમજણ એ જ જાગૃતિ છે આ વાત સમજાય તો મરણનો શોક કે કકળાટ રહે જ કેમ?

આ સત્ છે, આત્મા રહેવાનો છે આજે અહીં હતો. અહીંથી નીકળીને બીજે જવાનો છે.

આપણે અહીં રહેવા માટે આવ્યા એ પહેલાં આપણે ક્યાંક રહેતા હતા જ. કદાચ એક સ્થળ કે ફ્લેટ ન ફાવે તો બીજે જઈએ. એવી જ રીતે આ દેહમાથી આત્મા નીકળી જાય છે અને બીજે નિવાસ કરે છે. કોઈ પૂછે 'ક્યા ગયો ?' કહે : 'ખબર નથી, અમને સરનામુ ખબર નથી પણ ક્યાક ગયો તો છે જ.'

જનાર માટે ત્યાં બધી ગોઠવણ થઈ ગઇ છે. કઇ ગોઠવણ ? કર્મની. પુણ્યની અને પાપની. કર્મની ગોઠવણને લીધે આ દોડાદોડ છે.

મેં એવા માણસો જોયા છે કે તેમને કોઈ કહે કે મારો છોકરો માંદો છે, દવાની જરૂર છે સો રૂપિયા આપશો ? તો કહે, "મારી શકિત નથી," પણ એનો એ જ માણસ ગદ્ધાવૈતરુ કરી કરીને હજારો રૂપિયા એના દીકરાને આપીને ચાલ્યો જાય ! જતી વખતે સંતોષ માને કે મારા દીકરાને માટે આટલા રૂપિયા પાછળ મૂક્યા છે.

આની પાછળ શાનું જોડાણ છે ? લેણદેણનુ. એ ગયા જન્મનું લેવા માટે આવ્યો છે. એટલે તમે સત્કર્મ માટે ન વાપરો, આત્મા માટે ન વાપરો, પોતાને માટે ન વાપરો, નજર સામે તરફડતો માણસ હોય એને માટે ન વાપરો પણ દીકરા માટે મૂકીને જાઓ.

આ મમત્વની માયાએ માણસને કેવો બનાવી મૂક્યો છે ! એ માયાનો માર્યો પોતાના શ્રમના રૂપિયા મૂકીને જાય અને રાજી થાય, કે હાશ ! મારો દીકરો હવે સુખી

થવાનો! પણ એને ખબર નથી કે સુખી થશે કે દુઃખી થશે.

માણસ જો ઊંડાણથી વિચાર કરે તો લાગે આ કર્મરાજાની વિચિત્ર ગૂંથણી છે અને આ ગૂંથણીને લીધે જ આખો સંસાર વણસૂચવ્યો, વણનિર્દેશ્યો અને વણઆલેખ્યો ચાલ્યો જાય છે.

આ ગૂંથણીને જે લોકો સમજે છે એ લોકો કોઈ દહાડો ગૂંથાતા નથી, બંધાતા નથી. એ તો એમ કહે કે મારે તો મારુ આ એક કર્મ હતું, જે પૂરુ થયું. હવે ફરી હું શું કરવા આ બધાની અંદર ગૂંથાઈ જાઉં?

આ જગતના બધા જ સંબંધોની પાછળ કર્મોના બંધનો પડેલાં છે.

દાનાન્તરાયનો ઉદય કેવો છે? તમને એમ નહિ થાય કે બિહારમાં અનાજ વિના ટળવળતા માણસો મરી જાય છે. લાવ, હુ હજાર રૂપિયા આપી દઉં, પણ દીકરાને દુનિયાની મુસાફરી ઉપર જવુ હોય તો ત્રીસ હજાર રૂપિયા આપી દો!

જ્ઞાની તો જાણે જ છે, કે હુ તો એક પ્રવાસી છું. સત્ છુ. આ તો એક અવસ્થા છે. આ અવસ્થાનું ભાન થઈ ગયુ પછી તમે દુઃખી નહિ થાઓ, સ્વસ્થ રહેશો. કોઈ વિદાય થઈ જાય તો એમ નહિ માનો કે મરી ગયો, કહેશો કે જુદો પડ્યો, પાછો થઈ ગયો, અહીંથી ગયો પણ ક્યાંક થઈ ગયો.

બીજી વાત, તુ ચિત્ છો. તુ જ્ઞાનમય છો. તારી અંદર ખજાનો ભર્યો છે. જેમ જેમ આવરણો ઊઘડતાં જાય છે, તેમ તેમ અંદરનો પ્રકાશ આવતો જાય છે

હીરો ખાણમાં પડેલો હોય ત્યારે મેલો હોય, ઉપર જેમ જેમ પૉલિશ થતુ જાય તેમ તેમ પાસા પડતા જાય, અંદરથી કિરણો બહાર આવતા જાય, પ્રકાશ આવતો જાય, અને હીરો ચકચકિત બનતો જાય છે પણ જ્યાં સુધી એનો કટ ( Cut ) ન થાય, પૉલિશ ન થાય, એના પાસા ન પડે, અંદરનો ભાગ બહાર ન આવે ત્યાં સુધી હીરાનુ તેજ કેમ પ્રગટે ?

આપણો આત્મા પણ તેજથી ઝગમગતો છે, પ્રકાશથી ભરેલો છે, પણ કોઇ પાસા પાડનારો મળ્યો નથી, કોઈ ઘસિયો મળ્યો નથી. એને ઘસી ઘસીને એની ઉપરનાં આવરણને ખસેડ્યાં નથી, એટલા જ માટે ભગવાને કહ્યું કે જ્ઞાન લાવવું પડતું નથી, પણ ઉઘાડવું પડે છે એ બહારથી કાંઇ આવતુ નથી, અંદર જ છે. ઉપર ઢાકણ છે, એ ઉઘડી જાય તો પ્રકાશ અંદર જ છે.

આનંદ પણ તમારી અંદર છે તમે જો નિરુપાધિ અવસ્થામા હો, તમારા ઉપર કોઈ ઉપાધિનો ભાર ન હોય, તમારા ઉપર ચિંતાની સમડીઓ ચક્કર લગાવતી ન હોય અને તમે દરિયાના કિનારે બેઠા હો તો પાણીના તરંગોમાંથી પણ તમને આનંદના તરંગો દેખાય, વનની શ્રીમાં તમે બેઠેલા હો તો એ વનશ્રી આખી અંદરથી ભરેલી લાગે, કોઇ પર્વતની ટોચ ઉપર બેઠા હો તો ત્યાં પણ પરમાત્માનાં દર્શન થાય કારણકે ચિંતાની સમડીઓએ ચક્કર લગાવવાનાં બંધ કર્યાં છે. પણ જ્યાં સુધી એ ચક્કર લગાવે છે ત્યાં સુધી અંદરનો આનંદ પ્રાપ્ત નહિ થાય.

માણુસ મંદિરમા જાય પણ એના મગજમા બીજુ જ

કાંઈ ચાલતું હોય તો એને ભગવાનમાં પણ કાંઈ દેખાતું નથી. ક્યાથી દેખાય? જ્યાં પોતામાં દેખાતું નથી તો ભગવાનમાં ક્યાથી દેખાય? પોતાનામાં કાંઈ દેખાય તો જ ભગવાનમા દેખાય. પોતાનામા પોતે દેખાવુ જોઈએ. જો એ પોતાને જ જોઈ શકતો નથી તો ભગવાનને કેવી રીતે જોઇ શકે?

કાઠિયાવાડનો એક પ્રસંગ યાદ આવે છે. એક બાપુ ઓટલા ઉપર બેઠેલા. અફીણનો કસુંબો પીધેલો. ગુલાંટ ખાધી ને બાપુ ઓટલા પરથી પડી ગયા. બાજુમાં બેઠેલા ખુશામતિયાઓ બાપુને ઊભા કરવા ગયા. ત્યાં બાપુએ પૂછ્યું · 'કોણ પડી ગયું ?' પેલા ખુશામતિયાઓ વિચારે કે હવે શું કહેવું ? એકે બાપુને કહ્યુ : "આપ પડી ગયા." બાપુ ગર્જ્યા. "તો તમે શું કરતા હતા ત્યારે?"

એમ આ જીવને પોતાને જ ખબર નથી કે ક્યાં ચાલ્યો જાય છે. અને કહે છે કે ભગવાન મને જડતો નથી? જ્ઞાનીઓ કહે છે કે તું તને જડી જા, તું તને ઓળખી લે, પછી ભગવાનને વાર નહિ લાગે.

એટલે જ આચારાંગ સૂત્રમા કહ્યું एगे आया, एग जाणे सव्वं जाणे જો તુ એકને જાણીશ તો સહુને જાણીશ.

તું તને નહીં જાણે તો તું કોઈને નહિ જાણે. પોતાને જાણવાથી જ પરમાત્માને જાણી શકાય છે.

આનંદનો અનુભવ ક્યારે થાય? ચિંતાની સમડીઓથી જીવ મુક્ત હોય ત્યારે. પછી તમે જ્યાં જાવ ત્યાં આનંદ આનંદ દેખાશે.

'सच्चिदानंद पूर्णम्'

આ સત્ ચિત્ અને આનંદથી સભર છે, અમૃતથી છલકાતો આ કુંભ છે

જે માણસ આવો પૂર્ણ છે એ જ આખા જગતને પૂર્ણ જુએ છે

એ જગતમાં રહે છે પણ એની પાંખો મુક્ત છે. એ રસ ચૂસે છે, ઊડી જાય છે, મુક્તતા પણ માણે છે, મધુરતા પણ માણે છે.

પથ્થરની માખીને મીઠાશ ન હોય તો પણ સ્વતંત્રતા તો છે જ, એ ધારે ત્યારે ઊડી પણ શકે છે

મધની માખીને મીઠાશ છે પણ સ્વતંત્રતા નથી એ ધારે ત્યારે ઊડી શકતી નથી

પણ જે જીવો લીંટની માખી જેવા છે એમના માટે સંસારમા સુખ પણ નથી અને સ્વતત્રતા પણ નથી આસક્તિમાં પડ્યા છે, ચોટ્યા છે, પૂછો કે શું સુખ છે?

તો કહે: જીવન પૂરું કરીએ છીએ ને એમ પૂરું કરવામાં જ જીવન પૂરું થઈ જાય છે

આ ચાર કક્ષાઓ બતાવી આ ચાર ભૂમિકાઓમાં માખીની તો માત્ર એક ઉપમા આપી છે. પણ જીવના સ્વભાવનું આમા દર્શન સમાયેલું છે. આ જીવનુ દર્શન, એના સ્વભાવનુ દર્શન આપણને થવુ જોઇએ આ થાય પછી ગમે ત્યા રહીએ, ગમે ત્યાં બેસીએ, ગમે તે અનુભવ કરીએ પણ ત્યારે એમ થાય કે અદર એક આત્મા બેઠેલો છે, જે અવસ્થા વગરનો છે, જેને ઉમર નથી, જેને ગામ નથી, કોઇ ઠેકાણુ નથી.

એ અનંતકાળથી ચાલતો આવ્યો છે અને એનો પ્રવાસ અંતે મોક્ષમાં પૂરો થવાનો છે.

જ્યાં સુધી એ મોક્ષમાં બિરાજમાન ન થાય ત્યાં સુધી જ્યાં જ્યાં જન્મ લેવો પડે, જ્યાં જ્યા શરીર ધારણ કરવું પડે ત્યાં એ કર્મને લીધે કરે છે એમ જાણવું.

આપણામાં આ સ્વરૂપની જાગૃતિ જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ આપણો આત્મા સુખમાં, આનંદમાં અને શાંતિમાં સમૃદ્ધ બનતો જાય છે. પછી એને સંસારનાં દુઃખો નડતાં નથી. એને આઘાતો આવે છે પણ જેવી રીતે પાણીમાં પથ્થર પડે, ઘા દેખાય અને થોડીક ક્ષણમા પાછો મટી જાય, એવી એની અવસ્થા હોય છે. એ સમજે છે, જે જે કર્મ બાંધ્યાં છે, પછી તે પૂર્વજન્મનાં હોય કે આ જન્મનાં હોય—એ કર્મને આધીન આ બધા બનાવો બનવાના જ.

તમે પણ જો આ સ્વભાવદશાનો, આત્મદશાનો, આત્મશ્રીનો અનુભવ કરી શકો તો સંસારના બધા જ બનાવોમાં, જેમ પાણીમાં પથ્થર પડે, ખાડો પડે અને તરત પુરાઈ જાય, એવી સહજ અવસ્થાના ભાવને માણી શકો.



# પૂર્ણની પ્યાસ

पूर्णता या परोपाधेः सा याचितकमंडनम् ।
या तु स्वाभाविकी सैव जात्यरत्नविभाानिभा ॥

**આ** સુભાષિતમાં તેના રચયિતા મહાપુરુષે એક સુંદર વાત એ બતાવી કે બહારના સાધનથી, બહારની ઉપાધિથી અને બહારના ભવ્ય એવા ભપકાઓથી જે તમે પૂર્ણતા મેળવી છે, અને લોકો તમને જે પૂર્ણ માની બેઠા છે, અને તમે પોતે પણ આ બાહ્ય પૂર્ણતામા મગ્ન બનીને જે સાચી પૂર્ણતાને ભૂલી ગયા છો, એ પૂર્ણતા તો માગી લાવેલાં ઘરેણા જેવી છે. કોઇ શુભ પ્રસંગમાં કે કોઇ લગ્નના ટાણે કોઇ ધનવાન પુરુષ પાસેથી તમે અલંકારો, આભુષણો, વસ્ત્રો અને સામગ્રીને માગી લાવો અને એનાથી તમે સારા દેખાવાનો પ્રયત્ન કરો, પણ એ દાગીના તમારા નથી, અલંકાર તમારા નથી, વસ્ત્રો તમારાં નથી, એ બધી ભાડુતી વસ્તુઓ છે. અને જેમણે અલકાર અને આભુષણ આપ્યાં હોય એ લોકો મનમાં હસતા હોય છે કે "અમારા અલકારોથી આ માણુસ પૂર્ણ બનવાનો પ્રયત્ન કરે છે" અને જે માણુસ માગીને લાવ્યો હોય એ માણુસ હૃદયથી, મનથી અને વ્યક્તિત્વથી દીન બની જાય છે. વળી જે માણુસનાં અલંકાર અને વસ્ત્રો માગીને લાવ્યો હોય એને સાચવવા માટે એ માણુસ વીલોવીલો થઇ જાય છે. કારણુકે જેના અલંકાર છે એનો

એના ઉપર ઉપકાર છે. એ અલંકારથી કદાચ બાહ્ય શોભા વધતી હશે પણ અંદર તો દીનતા વધી જાય છે. બહારથી લોકો કદાચ વાહવાહના શબ્દો કહી દેતા હશે, પણ માણસ અંદરથી પામર બની જાય છે, અને અંદરનુ જે તેજ છે, જે સ્વત્વ છે, એ ધીમે ધીમે નષ્ટ થઈ જાય છે.

એટલે પરોપાધિનુ દુઃખ એ છે કે એનાથી માણસ દેખાય સારો પણ અંદરથી નબળો બની જાય છે. આથી એની સરખામણી સોજાની સાથે કરવામાં આવી છે. બિમાર આદમીને સોજા આવ્યા હોય ત્યારે એ ઘણો સરસ અને જાડો લાગે, મોઢુ ફૂલેલું લાગે, એની આંખના પોપચાં ભરાયેલા લાગે અને આપણને લાગે કે આ વ્યક્તિ કેટલી તંદુરસ્ત અને મસ્ત બની ગઈ છે! પણ એ તો સોજા છે, એ કમતાકાતની નિશાની છે, અંદરની નિર્બળતાની નિશાની છે.

સોજાવાળો માણસ સરસ દેખાય પણ સ્વસ્થ નહિ અને સરસમા અને સ્વસ્થમા આટલો ફેર છે પરોપાધિ છે એ સરસ છે, પણ સ્વસ્થ નથી. મહાપુરુષો કહે છે 'તું સ્વસ્થ બની જા, તું સ્વસ્થ હોઈશ તો સરસતા આવી જ જશે.' સ્વાસ્થ્ય વગરનો કોઈ બિમાર માણસ સુંદર વસ્ત્ર પરિધાન કરે, સારા અલંકાર ધારણ કરે, સુવાસિત પદાર્થોનો ઉપયોગ કરે, પણ એ જ્યા સુધી અંદરથી બિમાર છે ત્યાં સુધી એના મુખ પર સ્ફૂર્તિ, મનમા ઉત્સાહ અને અંગેઅંગમા શક્તિ પ્રગટવી જોઈએ તે નહિ પ્રગટે.

તમે જાણો જ છો કે ટ્રેઈનના એન્જિનમા વરાળ હોય છે, જે હજારો ટન બોજાને તાણી જાય છે. એ વરાળ એમની એમ નીકળી જાય છે તો ગાડી વચ્ચે જ અટકી જાય

છે. ફરી પાણી ભરવું પડે છે, સ્ટીમ તૈયાર કરવી પડે છે અને જયારે સ્ટીમથી એન્જિન તૈયાર થાય છે પછી એ હજારો ટનના બોજાને તાણી શકે છે.

સ્વસ્થ માણસનું મન એ સ્ટીમ જેવું છે, વરાળ જેવું છે. એ સંસારના ગમે એવા બોજાને, ગમે એવા ભારને, ગમે એવા દુઃખને, ગમે એવી વિપત્તિને, ગમે એવા કષ્ટોને, અને ગમે એવા આક્રમણોને પણ હસતાં હસતા સહન કરી શકે છે, કારણકે એના મનની શક્તિ પામરતાને કારણે પડી નથી ગઇ, પણ એને એણે પોતાની સ્વસ્થતાને કારણે સબળ રાખી છે.

સંસારમાં તમને એક પણ સંત નહિ જડે કે જેના પર દુઃખનો ભાર, વિપત્તિના વાદળ અને આક્રમણોનો આતશ ન આવ્યો હોય. આવ્યો જ છે એ બધું એમણે સહન કર્યું એટલે જ એ સંત બન્યા એમણે જો સહન કર્યું ન હોત તો એ સંત બની શકત જ નહિ અને એ બતાવી આપે છે કે જેમ જેમ તમારામા સહન કરવાની શકિત આવે છે તેમ તેમ તમારામા સંતપણુ આવતુ જાય છે.

ઘણા ભક્તો, ખાસ કરીને ધર્મ કરનારા માણસો ફરિયાદ કરતા હોય છે 'અમે રોજ મંદિરમાં જઈએ છીએ, રોજ કથા સાભળીએ છીએ છતાં ભગવાન અમારે ત્યાં દુઃખ શુ કરવા મોકલે છે?' હુ કહું છું કે તમે સારા બન્યા છો, ભક્ત થયા છો એમ કહો છો તો તમે પોલા તો નથીને એ તપાસવા દુઃખ આવે છે ખોટા માણસો અંદર ઘૂસી ન જાય તે માટે દુઃખની કસોટી પર તમારી પરીક્ષા થાય છે.

અને કોઈવાર પિત્તળ પણ પોતાને સોનુ ગણાવીને

અંદર ઘૂસી જાય તો સોનીનું કામ છે કે એ એને તેજાબમાં નાખી કસોટી પર પણ ચઢાવે. એમાં પણ એને જો શંકા લાગે તો અંદરથી તોડીને પણ એ ક્યાંય ખોટું તો નથી ને એની ચકાસણી અને તપાસણી કરે, કારણકે એ પોતાની જાતને સોનું કહેવડાવે છે. જો એ એમ કહી દે કે હુ પિત્તળ છુ, તો કોઇ એવો મૂર્ખ સોની નહિ મળે, જે એને કસોટી ઉપર ચઢાવે, અને એના ઉપર તેજાબ ખર્ચે. એ જ કહેશે કે, 'ભાઇ, આ તો પિત્તળનો કટકો છે, એના ઉપર કોણ મહેનત કરે?' પણ એ જો એમ કહે કે હુ સુવર્ણ છું, તો કોઈ પણ ચોકસી આવીને કહેશે કે 'જરા, મને તપાસવા દો.'

જીવનની આ એક દષ્ટિ છે. સંત બનવું છે, સજ્જન બનવું છે અને સંત અને સજ્જન બનવા છતાં કષ્ટ સહન કરવાનો વારો આવે ત્યારે ભગવાનની આગળ ફરિયાદ કરવી છે કે 'હે ભગવાન, તું દુઃખ કેમ મોકલે છે?' હું તો એમ કહુ છુ કે તમે એમ કહો કે 'હવે અમે તારું શરણું લીધું છે, હવે અમે તારી મદદ લીધી છે, હવે તું અમારે પડખે છે. એટલા માટે જો કષ્ટ આવે તોય મને વાંધો નથી. સહન કરવાની શક્તિ મળે, બીજું કાંઇ નહિ જોઈએ.'

કવિવર ટાગોરે પ્રાર્થનામાં એમ કહ્યું છે કે, "હું એમ નથી કહેતો કે દુઃખ ન આવે, પ્રભુ! હું એમ નથી કહેતો કે મુસીબત ન આવે, હુ એમ પણ નથી કહેતો કે મને દુઃખમાંથી મુક્ત કરી દો. હું તો એટલું જ કહું છું કે દુઃખ આવે, મુસીબત આવે, કષ્ટ આવે તો તે સમયમાં હું ભાંગી ન પડું અને નબળો બનીને દીન ન બની જાઉં; એ દુઃખોને સહન કરવાની જે શક્તિ છે એ મને મળે,

દુઃખને સહન કરવાની શક્તિ, સરકી જવાની યુક્તિ નહિ."

આ પ્રાર્થના એ જ બતાવી આપે છે કે જે ભક્ત છે એ દુઃખોને સહન કરવા માટે તત્પર બને છે અને એ દુઃખોને સહન કરવા માટે એને એક જાતની શક્તિ પ્રાપ્ત થઈ જાય છે. કઈ શક્તિ ? સ્વસ્થતાની શક્તિ.

તમે જોજો કે જ્યારે તમારી તબિયત સારી હોય, તમારા શરીરમાં કોઈ જાતનો વ્યાધિ ન હોય ત્યારે સહજ સ્ફૂર્તિ અને સહજ સ્વસ્થતાનો તમને અનુભવ થવાનો. તમે પગથિયાં ચઢતા હો તો જાણે કૂદતા કૂદતા ચઢતા હો, તમે ચાલતા હો તો જાણે તમારા પગમાં વીજળીઓ રમતી હોય અને તમે બોલતા હો તો જાણે તમારા શબ્દોમાં ચૈતન્યનું સામર્થ્ય પ્રગટતું હોય. એ બતાવી આપે છે કે અંદર તંદુરસ્તી છે. પણ જ્યારે તંદુરસ્તી ચાલી જાય છે ત્યારે બોલવામાં શિથિલતા જણાય ચઢતી વખતે પણ કેડે હાથ દેવો પડે, કોઈ મળવા આવે તો પણ બગાસાં આવે. આ બધુ બતાવે છે કે તમે રોગી છો, માંદા છો.

બીજા પાસેથી તમે જે પૂર્ણતા લાવ્યા છો એ એક જાતની માંદગી છે. પછી એ પૂર્ણતા સત્તાની હોય કે ધનની હોય, એ પૂર્ણતા કોઈએ આપેલી પદવીની હોય કે એ પૂર્ણતા કોઈક માણસે આપેલા મોભાની હોય–એ બધુ ભાડૂતી છે, બીજાએ આપેલુ છે.

ત્યારે અંદર શુ છે ? અંદર તો તમે ગવર્નરના ગવર્નર છો, રાજાધિરાજ છો, સર્વ સત્તાધીશ છો. પણ તમે તમારી સત્તાનો અનુભવ ચૂકી ગયા. હવે ફરી એ અંદર પડેલી સત્તાનો અનુભવ કરવો, એનું દર્શન કરવું, એનું સ્વસંવેદન

કરવુ એ જ આ મહાપુરુષોને સાંભળવાનો પરમ હેતુ છે. એ હેતુ જો તમારી પાસે ન હોય તો કથા સાંભળી અને ઊતરી ગયા. શુ લઇ આવ્યા ? તો કહેશો: ''કાઇ નહિ, કથા સાભળીને આવ્યા''. તમે કથા સાંભળી હોય તો એ કથા તમારા જીવનની વ્યથા દૂર કરી દે. જે વ્યથા દૂર ન કરે તેને કથા કેમ કહેવાય?

આ શ્લોકમા ઉપાધ્યાયજીએ કહ્યુ કે પારકી ઉપાધિથી તુ પૂર્ણ બનીને ડોલી રહ્યો છે, પણ ભાઈ! તારી પૂર્ણતા તો પાંચ વર્ષની, દશ વર્ષની. પદર વર્ષની, વીસ વર્ષની માગી લાવેલી પૂર્ણતા છે ચૂટણીમાં ચૂટાઈને આવેલો હોય એ પાચ વર્ષ માટે પ્રધાન બને. જ્યારે એ મુદત પૂરી થાય ત્યારે તમે એની દીનતા જુઓ. ટિકિટ લેવા માટે એ પગચંપીઓ કરતો હોય છે, અને ટિકિટ મેળવ્યા પછી વોટ લેવા માટે લોકોની ખુશામત કરતો હોય છે. રાત અને દિવસ એક કરીને એ દુ:ખી થતો હોય છે આ દીનતા જોઈએ ત્યારે આપણને થાય કે આ આત્મા કેટલો બધો નીચો ઊતરી ગયો છે! એની સત્તાએ પાચ વર્ષ માટે મોટો બનાવ્યો હતો પણ એ સત્તા ઉપરથી ઊતરી ગયો, તો રસ્તાનો ભિખારી જે દીનતાથી પૈસા માગે એ દીનતા કરતા પણ વધારે દીનતાથી એક વોટ માટે, એક ટિકિટ માટે ફરતો હોય છે.

તો જે વસ્તુથી આપણા આત્માની શકિત ચાલી જાય. જે વસ્તુ મેળવવાથી આપણે સમૃદ્ધ બનવાને બદલે આવા દીન બની જઈએ એ વસ્તુ પરોપાધિ છે, ભાડૂતી માગી લાવેલી ચિન્તા છે.

આ વાત માણસને બરાબર અનુભવ અને અભ્યાસથી

સમજાય તો આજે સત્તા માટેનુ જે આકર્ષણ છે, પૈસા માટેનુ જે પ્રલોભન છે, અને માન અને સ્થાન માટેની જે સતત તૃષ્ણા છે તે જરૂર નીકળી જાય.

હુ તો ઇચ્છુ કે માણસનુ જીવન દર્પણ જેવુ હોય. દર્પણની વિશિષ્ટતા શુ છે તે તમે જાણો છો ને ? એ સ્વાગત સૌનુ કરે, સ્વીકાર કોઇનો ય નહિ. એની સામે ઊભેલ વસ્તુનુ એ અનાસકિત પૂર્વક પ્રતિબિમ્બ ઝીલે છે, એ વસ્તુ ખસી જતાં કાચ કેવળ સ્વસ્થ અને સ્વચ્છ રહે છે

સ્વાગત સહુનુ કરો પણ સ્વીકાર કોઇનો નહિ. સત્તા આવે તો આવવા દો, માન આવે તો પણ આવવા દો, અપમાન આવી જાય તો તેને પણ આવવા દો, દુ ખ આવી જાય તો પણ તે ભલે આવે, આવે છે તો સ્વાગત છે, ચાલી જાય છે તો સ્વચ્છતા છે. અરીસો આપણને જીવનનુ આ એક દષ્ટિબિંદુ આપે છે એ યાદ આપે છે કે તમે આદર્શના જેવા બની જાઓ, જે માણસ અનાસક્તિ નથી સેવતો પણ એમાં બધાઈ જાય છે એ દુ:ખી દુ:ખી બની જાય છે

સતોએ, ભારતના સતોએ અને દુનિયાભરના સતોએ આ જીવનઆદર્શ આપણને આપ્યો છે. એ લોકોને સુખ મળ્યું તો એનુ સ્વાગત કરતા રહ્યા. એમને ત્યાં જો દુ ખ આવ્યુ તો એનુ પણ સ્વાગત કરતા રહ્યા સુખ ગયુ તો પણ અફસોસ નહિ, દુ ખ આવી ગયું તો પણ અફસોસ નહિ

ભગવાન મહાવીરનો એક પ્રસગ મને યાદ આવે છે ભગવાન.મહાવીરની ઉપર સાડા બાર વર્ષ સુધી આપત્તિની ઝડીઓ વરસવાની હતી તે પહેલાં ઇંદ્રે આવીને કહ્યુ . 'પ્રભો ! તમારા માર્ગમાં હવે સાડા બાર વર્ષ સુધી દુ·ખ

આવશે. એ દુ:ખનાં કાળાં વાદળો ઘેરાય ત્યારે હું આપની પડખે ઊભો રહુ અને આપની સેવા કરું એવી મને આજ્ઞા આપો.' ત્યારે ભગવાને શુ કહ્યુ ? "ઇન્દ્ર, સંસારમાં કોઇપણ માણુસ બીજાની મદદથી મુક્તિ મેળવી શકતો નથી; અને બીજાની મદદથી મેળવેલી મુક્તિ એ મુક્તિ નથી હોતી, તે બીજી ગમે તે વસ્તુ હોઈ શકે. મુક્તિ મળશે તો આપબળથી જ મળશે જો પોતાની સાધનાથી તે નહિ મળે તો દુનિયાની કોઇપણ વ્યક્તિની મદદથી નથી મળવાની; એટલા જ માટે મારા ઉપર જે દુ:ખો આવી રહ્યા છે એનુ સ્વાગત કરવા માટે મને જ રહેવા દે. વચ્ચે તું ન આવીશ."

અરીસો પણ તમને એ જ કહે છે કે તમે સંસારની વસ્તુઓ પ્રત્યે મારી જેમ વર્તો તો પછી તમારા હૃદયના અરીસા ઉપર કોઈ જાતનો ડાઘ નહિ પડે. દુ:ખનો કે સુખનો પડછાયો ચાલ્યો જાય છે પણ હૃદયનો અરીસો જે છે એ તો એ જ રહે છે.

કુંભારને પૂછી જોજો, અગ્નિમાં તપાવ્યા વિના એ કોઇ પણ ઘડાને બજારમાં મૂકે છે ? એ જાણે છે કે કાચો ઘડો મારી ઇજ્જત લેશે પોતે જ સર્જેલા પોતાના પ્રિય ઘડાને એ બરાબર અગ્નિમાં તપાવે છે અને જે ઘડો પાકો થયેલો હોય એને માટે છાતી કાઢીને કહે છે કે "આ ઘડો લઇ શકો છો, એને ટકોરો મારી તપાસી શકો છો."

એમ જે ભક્ત છે એ દુ:ખના તાપમાં તપીતપીને પોતાની જાતને મજબૂત કરે છે અને એ સંસારને પડકાર કરે છે કે કોઇ પણ ટકોરે આ તૂટે તેમ નથી. કુંભાર ઘડાને પરિપકવ કરવા જેમ અગ્નિનો ઉપયોગ કરે છે તેમ સાધકે

આત્માને નિર્મળ કરવા અને કર્મના મેલને દૂર કરવા દુઃખનો પણ ઉપયોગ કરવાનો છે.

મરણ શું છે? કપડાં બદલી નાખવા તે. અને એમાં પણ જૂનાં કપડા બદલવાં એ તો વધુ આનંદનો વિષય છે. વપરાઈ ગયેલાં, ફાટી ગયેલાં, જીર્ણ થયેલા શરીર પડી જાય તો અફસોસ શો? લગ્નની જેમ મરણને પણ ઉત્સવ માનવો જોઇએ. આ તો વિદાયનો ઉત્સવ છે. "ક્યાં જાઓ છો?" તો કહો · "પ્રભુના ધામમા જઈએ છીએ." મૃત્યુ એ તો જીવનની જ એક અવસ્થા છે. અને એટલા જ માટે સિદ્ધો મૃત્યુને ત્યા થઇને પૂર્ણતામાં પહોચી ગયા. મૃત્યુ એ મૃત્યુ જ હોત તો એ પૂર્ણતાને કેમ પામત?

પણ તમારી નિર્બળતાએ, તમારી આસક્તિઓએ અને તમારી ભોગની તૃષ્ણાએ મૃત્યુને ભયંકર બનાવી દીધું છે. અતિ તૃષ્ણા જીવન પ્રત્યે જાગી છે. આ તૃષ્ણાએ મૃત્યુ એ જીવનની એક અવસ્થા છે એ વાતને ભુલાવી દીધી છે.

ખાસ તો એ સમજવાનુ છે કે જેવી રીતે યુવાની એક અવસ્થા છે, ઘડપણ એક અવસ્થા છે, તેવી રીતે મૃત્યુ પણ એક અવસ્થા જ છે. વસ્તુ ટકી રહે અને આકાર બદલાઇ જાય, એનુ નામ અવસ્થા કહેવાય. મૃત્યુની પહેલાં પણ જીવન હતું અને મૃત્યુની પછી પણ જીવન રહેવાનું છે, અને પૂર્ણ સત્ય એ છે કે મૃત્યુ જીવનને મારી શકતું નથી જીવન એ અક્ષય છે, અખંડ છે, શાશ્વત છે. યૌવન અને વાર્ધક્યની જેમ મૃત્યુ માત્ર એક પરિસ્થિતિ છે. આ શૈશવ, આ યૌવન, આ ઘડપણ અને આ મૃત્યુ, આ આકારો બદલાય પણ જીવન જે નિરાકાર છે તે શાશ્વત રહે છે.

આ ભાવના સર્વત્ર ફેલાવવી જોઈએ. આજ મરણની ભીરુતા આવી છે એનુ કારણ ધર્મના નામે સત્યને બદલે દીવાલો ઊભી કરી છે. દીવાલોને લીધે આપણે વહેંચાઈ ગયા છીએ. અને જ્યાં દીવાલો છે ત્યાં પછીનુ દર્શન જતું રહે છે. ચક્ષુનો અધાપો આવી જાય તો વાધો નથી, પણ વિચારોને અંધાપો ન આવવો જોઇએ ચક્ષુના અંધાપામાં સ્થૂળ વસ્તુઓ નથી દેખાતી પણ ધારો તો સૂક્ષ્મનો અનુભવ કરી શકો. પણ વિચારોના અધાપામા તો સૂક્ષ્મ વસ્તુઓ જ નથી દેખાતી અને ચક્ષુ કદાચ ન હોય તો પ્રજ્ઞા વડે કરીને પણ આતરચક્ષુથી વસ્તુઓ જોઇ શકાય છે, પણ જો આતર-ચક્ષુ ચાલી ગયાં, દીવાલોમા મન અટવાઈ ગયુ, તો પરમ સત્યનું દર્શન તમે નથી કરી શકવાના. એટલે વિચારોનો અધાપો એ બહુ ખરાબ છે, સત્યદર્શનની લગન લાગે તો જ આ અધાપો જાય

આ દીવાલો તૂટી જાય તો માણસ એક બીજાની નજીક આવે અને જેમ જેમ નજીક આવતો જાય તેમ તેમ માણસમા વસેલ ચૈતન્યનુ દર્શન થતું જાય. આપણી આંખની આડે જેટલા અતરાયો છે, જેટલાં આવરણો છે, એ વસ્તુને ઓળખવામા મુશ્કેલી ઊભી કરે છે આત્મસત્તાને ઓળખવામા જો અંતરાય કરનાર કોઇ હોય તો તે સપ્રદાયનાં આવરણો છે, બીજું કાઇ નથી.

એટલે મહાપુરુષોએ કહ્યું કે તારે બનવું નથી પડતું, જાણવુ પડે છે; લાવવું નથી પડતું, ઓળખવુ પડે છે, અને બહારથી મેળવવું નથી પડતું પણ અંદરથી ઉઘાડવું પડે છે.

એક પાચ વર્ષનો રાજકુમાર હતો. એ રાજકુમારને

કોઇ ચોરો આવીને ઉઠાવી ગયા; એને પોતાને ત્યાં રાખીને તૈયાર કર્યો. એ રાજકુમાર ચોરોનો રાજા બન્યો અને પહેલા નંબરનો શિકારી બન્યો એ વાતને પંદર વર્ષ વીતી ગયાં. એક દિવસ રાજા શિકારે નીકળે છે. ત્યાં પેલો ચોરોનો રાજા પણ શિકાર કરવા નીકળ્યો છે. બન્ને જણા મળી જાય છે. રાજાએ ચોરની સામે જોયુ, અને એના હૃદયમાં પ્રેમનો સ્રોત વહેવા લાગ્યો. રાજા વિચારે છે: આમ કેમ? મારું હૃદય કેમ તણાય છે? અને હૃદય તણાય છે એ ઉપરથી લાગે છે કે આ ચોરને અને મારે કાંઈ સંબંધ હોવો જોઈએ. એટલામા એણે ધારીને જોયુ તો એના કપાળમાં એક સુંદર લાખુ હતું. અને એને યાદ આવ્યું કે મારા રાજકુમારને પણ આવું લાખુ હતું. છોકરાને ગુમાવ્યાને પંદર વર્ષ થયાં. એ વખતે છોકરો પાચ વર્ષનો હતો. આજે એ વીસ વર્ષનો હોય જોયું તો એ શિકારી પણ વીસ વર્ષનો હતો, એટલે રાજા એની પાસે ગયો અને પૂછ્યુ · 'તુ કોણ છે?' તો કહે, 'હું ચોરોનો પલ્લીપતિ.' 'તારા પિતા ક્યાં છે?' તો કહે · 'બિમાર છે અને અત્યારે પલ્લીમા છે.' રાજા કહે· 'મને પલ્લીમા લઈ જા' ચોરોનો રાજા તેને ત્યાં લઈ જાય છે. રાજા પલ્લીપતિને પૂછે છે 'આ કોનો છોકરો છે?' પેલો પલ્લીપતિ કહે છે કે, 'એ મારો છે.' 'તમારો છે પણ મને મનમા એવી અનુભૂતિ થાય છે કે આ છોકરો મારો છે.' 'તમે કોણ?' તો કહે 'વૈશાલીનો હું રાજા છું' પેલા પલ્લીપતિની આંખો ભીની ભીની થઇ એણે કહ્યુ: 'વાત સાચી છે આજથી પંદર વર્ષ ઉપર હુ જ્યારે લૂટ ચલાવવા આવ્યો હતો ત્યારે એ લૂટમાં આ સુંદર દેખાવડા રાજકુમારને પણ ઉઠાવી આવ્યો હતો, કારણકે મને સંતાન

નહોતું. મેં એને મોટો કર્યો, એને મારા પુત્રની ભાવનાથી રંગ્યો. મારે માટે એ પુત્ર છે, એને મન હુ પિતા છું. પણ આજ સાચા પિતા અને પુત્રનું મિલન થયું છે.' તો રાજાએ નમ્રતાથી કહ્યું કે, 'મારી ગાદી ખાલી છે અને મારે પણ આ એકનો એક જ પુત્ર છે. એને હવે હું લઇ જાઉં છું.' પેલો પલ્લીપતિ કહે છે કે 'બહુ સારી વાત છે. કારણકે મારો પુત્ર અને તમારો પુત્ર એક જ છે. અને હવે એ ચોરને બદલે રાજા થાય એ જ શ્રેષ્ઠ છે.' રાજા એને લઇ જાય છે. ગાદી ઉપર બેસાડે છે, એ દિવસથી એ રાજા બને છે, હુકમ કરે છે.

અહી રાજકુમારને બનવુ નથી પડયુ, રજકુમાર તો હતો જ. પણ એને જાણ ન હતી. હવે જાણ થઇ કે હું રાજકુમાર છું. આટલા દિવસ સુધી એ અજાણ હતો. જાણ થતા હવે એ ગામના લોકોની ચોરી નથી કરતો. ગામના લોકોનાં ઘરમાં અંધારામાં ઘૂસી નથી જતો. હવે એ કહે છે કે આખી નગરી અને સમૃદ્ધિનો સ્વામી હું છું. કારણકે એને જાણપણું થયું, એને જ્ઞાન થયું, એને અવબોધ થયો. એમ કહો કે સ્વ સ્વરૂપનું ભાન થયું ! જે ઘડીએ ભાન થયું તે ઘડીથી જ એ સ્વામીત્વ ભોગવે છે નગરીના લોકોને એ આજ્ઞા કરી શકે છે. હવે એ રાજાધિરાજનું ગૌરવ અનુભવે છે. જે અધારામાં ચોરની જેમ આવતો હતો તે હવે પ્રકાશમા સ્વામી થઇને હુકમ કરી શકે છે.

અહીં તમે પણ આટલું જાણી લો કે હું બ્રહ્મ છું, તમે જાણી લો કે હુ ભગવત્ સ્વરૂપ છું, તમે જાણી લો કે હું પરમાત્મ સ્વરૂપ છું. પછી વિષયોના અધારામાં તમારે

દોડવું નહિ પડે. તમે તમને પાપી જ માન્યા કરો તો તમે પાપીની જેમ જ જીવવાના ને ? જે પોતાને ચોર જાણે એ તો ચોરી જ કરે ને ? બીજુ શું કરે ? સ્વરૂપ વિસ્મરણે માણસને ઘણો નીચો નાખી દીધો છે—એટલો નીચો નાખ્યો છે કે એ ચોરની જેમ આજે વર્તન કરે છે, જે ખરી રીતે સમ્રાટ છે. આ વાત પર ખાસ તમે વિચાર કરશો.

મદાલસાએ તો ઘોડિયામાં પોઢેલા બાળકને હિંચકો નાખતાં શીખવાડ્યું : 'સિદ્ધોસિ બુદ્ધોસિ' તુ સિદ્ધ છો, તુ બુદ્ધ છો, તુ નિરંજન છો. આ સંસારની માયામાં તું લપટાઈશ નહિ." ઘોડિયાના ધાવણા બાળકને આધ્યાત્મિક ધાવણ પાનાર માતાઓ હતી. બાળકને એ ધૈર્યવાન બનાવતી. આજ તો માતાઓ છોકરાને બિવડાવે કે જો બિલાડી આવી, બાવો આવ્યો, સાધુ આવ્યો. તો આવા નિર્બળ સંસ્કારો ન સિંચવા જોઈએ. હાલરડાના સંસ્કારથી આત્મસ્વરૂપનું જ્ઞાન થવું જોઇએ એને બદલે આજે બાળક ભયથી આવૃત બને છે, એ વીર કેમ બને ?

ભયથી તમે કેટલા આવૃત છો ? એક જમાદાર આવી જાય અને તમે ધ્રૂજી જાઓ છો. માણસો જ્યારે સરસ કોટ પહેરીને મોટી ગાડીમાં નીકળતા હોય ત્યારે દયા આવે કે આવી મોટી ગાડી છે પણ જ્યારે એને ઇન્કમટેક્ષનો ઓફિસર પૂછે છે ત્યારે તો જીભના લોચા વળી જાય છે. બહારથી શેઠનુ સ્વરૂપ છે, અંદર તો ચોર છે. મન ભાગી ગયું છે, મનથી બીકણુ છે. ચોર કદાચ સમૃદ્ધ બની જાય તો પણ આખરે તો એ ચોર છે.

એમ જ્યાસુધી આત્મદર્શન નહિ થાય ત્યા સુધી તમે

ગમે તે કરો, ગમે તેટલી પ્રવૃત્તિ કરો, ગમે તેટલું આચરણ કરો, છતાં એ ઉપરનુ છે. બાહ્ય છે, પરોપાધિ છે, માગી લાવેલા અલંકારો છે, એક જાતનો સોજો છે, અને એ સોજો તંદુરસ્તી તો નથી જ

તમે અંદરની શકિતને પેદા કરો, દુબળા થાઓ તો વાંધો નહિ પણ તંદુરસ્ત થાઓ. પાતળા હો એનો વાંધો નથી.

એક ભાઈ માત્ર અઠ્ઠાણું રતલના હતા પણ મને કહે· "આપનુ કામ હુ અઢાર કલાક કરવા તૈયાર છું. મારું વજન અઠ્ઠાણુ રતલ છે પણ મારુ શરીર એ રૂનો લોચો નહીં પણ વણેલી વાટ છે" રૂનો લોચો હોય તો ફેંદાઇ જાય પણ વણેલી વાટ કેવી મજબૂત હોય !

બહારના સોજાથી માંદગીનો સંચય કરો એના કરતા પાતળા થઈને તંદુરસ્તી પ્રાપ્ત કરો એવો શુભ દિવસ, એવુ સુપ્રભાત ક્યારે આવે ?

અને એ પ્રભાત ચોક્કસ માનજો કે ત્યારે જ આવવાનુ છે કે જ્યારે તમે માનો કે હુ તો ઈશ્વર સ્વરૂપ છુ; અને જે ભગવાનને પ્રિય છે તે મને પણ પ્રિય હોવુ જોઈએ ભગવાનને જે પ્રિય છે તે મને પ્રિય કેમ ન થાય ? ભગવાનને જે પ્રિય નથી એ મને પ્રિય છે એ બતાવી આપે છે કે મારામાં કાઇ એક માંદગી છે.

અંગ્રેજીમાં એક કહેવત છે કે You are always sure when you are pure જ્યારે તમે નિર્મલ હશો ત્યારે જ તમે નિઃસંશય હશો કારણ કે તમારી બાબત અને તમારી હકીકત તમે જાણતા હો છો તો જ્યારે તમે pure હશો ત્યારે જ sure બની શકો. પણ માણસ જો ચોખ્ખો ન હોય, શુદ્ધ ન હોય તો એ કેવી રીતે ચોક્કસ બની શકે ?

આપણે કાંઇ બનવાનું નથી. આપણે જન્મથી, પહેલેથી, બ્રહ્મસ્વરૂપ છીએ. આત્મા પરમાત્મા સ્વરૂપ છીએ. સામાન્ય લોકો પણ કોઇકવાર આ સત્ય ઉચ્ચારતા હોય છે કે જીવ તે શિવ છે, આત્મા તે પરમાત્મા છે, ખુદ તે ખુદા છે, બિંદુ તે સિંધુ છે. આ ભાષાની કહેવતો એ સ્વશકિતનું દર્શન કરાવે છે. અને જ્યારે આ શકિતનું તમને દર્શન થઇ જાય છે ત્યારે તમે જ રાજકુમાર છો. માત્ર તમે જાણી લો, જે ઘડીએ જાણી લો તે ઘડીથી હુકમ કરવા માંડો છો. પછી તમારી ચોરવૃત્તિઓ નીકળી જાય છે.

મિત્રો, અત્યારે તમારી જે પૂર્ણતા છે એ તો માગી લાવેલા ઘરેણાં જેવી છે. પણ અંદરની પૂર્ણતા, સહજ આત્મસ્વરૂપનું જ્ઞાન, એ જાતિવંત રત્ન સમાન છે. જાતિવંત રત્નમા રહેલી વિભા, એનાં કિરણો, એનો પ્રકાશ, એનું તેજ એ ઉછીની લાવેલ ભાડૂતી વસ્તુ નથી. રત્નના કટકા કરો પણ એના અંશેઅંશમાં તેજથી ચમકતાં કિરણો પુરાયેલાં છે. એમ આપણા આત્માના પ્રદેશેપ્રદેશમાં પૂર્ણ આનન્દની એ જ શકિત ભરેલી છે જે પરમાત્મામાં છે. આ શકિતનું દર્શન કરવું એ જ જીવનનો હેતુ છે.

તો આ માટે મનને તૈયાર કરવું પડશે. આ મન જો નિર્બળ બની ગયું તો ગાડીને તાણવાને બદલે ગાડી અધ-વચ્ચે જ ઊભી રહી જશે અને આ એન્જિનને ખેંચવા માટે બીજું એન્જિન લાવવું પડશે જે એન્જિન ભાર ખેંચી શકે છે એ વરાળથી સમૃદ્ધ છે, જે એન્જિન ઠંડું પડ્યું છે એની વરાળ નીકળી ગઇ છે.

બાવીશ વર્ષ પહેલાંની આ વાત છે. અમારું ચાતુર્માસ ત્યારે ઘાટકોપરમા હતું. એક ડૉકટર મારી પાસે સ્વાધ્યાય

માટે આવતા. એ ગાંડાની હોસ્પિટલમાં કામ કરતા હતા. મને કહેઃ 'એક વખત તમે ગાંડાની હોસ્પિટલ જોવા આવો.' મેં કહ્યુ: 'અહીં આપણી આસપાસ દુનિયામાં બધું એ જ છે ને?' તો કહે, 'ના, આના કરતાં એ જુદી જાતના છે. અહીં જે લોકો મનમાં આવે તેમ સાચેસાચું નથી કરી શકતા તે ત્યા કરી શકે છે. અહીં જે કંઇ કરવાનું મન થાય ત્યારે તે નહિ કરી શકે અને ન કરવાના સમયે અભિનય કરે છે. આટલો ફેર છે. ચાલો.' અમે ત્યાં ગયા. ત્યાં ડૉકટરો એ લોકોને તાલીમ આપતા હતા.

ગાંડાઓનાં મન ભટકયાં કરે એટલે એમનાં મન ઠેકાણે લાવવા માટે કૂવામાંથી પાણી કઢાવતા હતા મોટી ડોલ અને ખાસ્સો ઊંડો કૂવો. ડૉકટર ગાંડાને કહે કે અંદરથી ડોલ ભરીને પાણી લાવ અને વૃક્ષના આ છોડને પા. એટલે એ પાણી કાઢે. એ પાણી કાઢે ત્યારે એના બાવડા દુખવા આવે પણ જયારે ડોલ ઉપર આવે અને રેડવા જાય ત્યારે એ ડોલ ખાલી હોય, કારણકે ડોલની વચ્ચે પાંચ કાણાં કરેલાં. એટલે જયારે ડૂબે ત્યારે ભરાઈ જાય પણ ઉપર ખેંચતાં પેલાં પાંચ કાણામાંથી બધું જ પાણી નીકળી જાય. ડોલ ખાલી આવે એટલે પેલા ડૉકટરો એને બરાબર દબડાવે, કે પાણી કેમ આવ્યું નહીં? એટલે ગાંડાઓને વિચાર કરવો પડે. શિક્ષા થાય એટલે પછી ગાંડાઓ વિચાર કરે કે પાણી કેમ આવ્યું નહીં? ભટકતુ મન, ફરતુ મન વિચાર કરે કે આ કાણાં છે, પાણી આમાથી જ નીકળી જાય છે. બાજુમાં ડૂચા, કપડાં એવી વસ્તુઓ રાખેલી હોય જે લગાડીને એ કાણાં પૂરે. ગાંડાઓમાં વિચારની એકાગ્રતા લાવવા એ આ રીત અજમાવે.

મને ઘણીવાર આધ્યાત્મિક ક્ષેત્રમાં આ વાત યાદ આવે છે. લોકો ઘણીવાર ક્રિયારૂપ પાણીની ડોલો ભરી ભરીને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે પણ માણસોનાં મનમાં કાણા બહુ પડી ગયાં છે. સાધના ખૂબ થતી દેખાય છે, પણ મનના કાણાંમાંથી બધું જ નીકળી જાય છે. અહીંથી જાઓ ત્યારે ખાલી ખાલી. તો તમે એવું ન કરો કે પેલા લોકો જેમતેમ કરી પહેલાં કાણાં પૂરી દેતાં અને ડોલ ભરીને પછી બહાર કાઢતા. એવુ ન થાય કે મનમાં જે ઘણાં કાણાં પડી ગયાં છે એ તમે પૂરી નાખો અને પછી જુઓ કે તમારી દરેક ડોલ કેવી પૂર્ણ આવે છે! પછી તમને ખાલીપણુ નહિ લાગે પણ જ્યા સુધી કાણાં છે ત્યાં સુધી ઉપદેશ, ક્રિયાઓ બધુ ય વરસી રહ્યું છે પણ એ બધુંય વહી જાય છે.

આ છિદ્રોને પૂરવાને માટે આ અનુભવ કરવાનો છે કે હું પરમસ્વરૂપ છુ, હું જ્યોતિ–સ્વરૂપ છું, હું આત્મા છું અને હુ પરમાત્મ સ્વરૂપ છું. આ આત્મા પરમાત્મ સ્વરૂપનો અનુભવ કરે. બિન્દુ વિચારે કે સિન્ધુની બધી જ વિશિષ્ટતા એનામાં છે.

આ સ્વરૂપનાં દર્શન વિનાની પૂર્ણતા એ લગ્ન પ્રસંગે લાવેલા અલંકારો જેવી છે જેમાં ચિંતા અને દીનતા છે. પણ જે આત્મસ્વરૂપના જ્ઞાનથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે એ જાતિવંત રત્ન જેવી છે. એનું તેજ એ ભાડૂતી નથી, સદાકાળ એમાં હતું, છે અને એમાં જ રહેવાનુ છે.



# મહાવીર જન્મ કલ્યાણક

આજે સૌથી વધારે આનંદ મને એટલા માટે થાય છે કે આજથી સાત વર્ષ પહેલાં જ્યારે હું મુંબઇ આવ્યો ત્યારે જૈન લોકો મહાવીર જયંતી માત્ર પોતાના ઉપાશ્રયમાં મળીને ઊજવતા હતા. મેં જોયું કે જે રીતે પાણી, પ્રકાશ અને પવન માનવમાત્રને આવશ્યક છે એ રીતે ભગવાન મહાવીરની અહિંસા, અનેકાન્તવાદ, કર્મવાદ અને અપરિગ્રહવાદ માનવમાત્રને તો શું, પણ હું આગળ વધીને કહું છું કે પ્રાણીમાત્રને આવશ્યક છે.

આવી દિવ્ય વસ્તુ માત્ર ચાર દિવાલો વચ્ચે પૂરીને આપણે આપણી જાતને સંકુચિત બનાવીએ છીએ અને માનવજાતને એના અમૂલ્ય લાભથી વંચિત રાખીએ છીએ. આ વાત મે મારા મિત્રોની સામે મૂકી, અને આજે હું જોઈ રહ્યો છું કે ભગવાન મહાવીરનું જન્મ કલ્યાણક માત્ર જૈનો જ નહિ પણ આખી મુંબઇ નગરી ઊજવી રહી છે,– મુંબઇના નગરપતિ, મુંબઇના શેરીફ, કૉંગ્રેસના પ્રમુખ અને સર્વ કોમના લોકો સાથે મળીને આજે ભગવાન મહાવીરનો જન્મોત્સવ ઊજવી રહ્યા છે આનાથી વધારે હર્ષની વાત શું હોઈ શકે ? હું તો ઇચ્છું છુ કે માત્ર ભગવાન મહાવીરની નહિ પણ દુનિયાના જે જે પયગંબરોએ, જે જે મહાપુરુષોએ અહિંસા અને અપરિગ્રહનો સંદેશ આપ્યો છે, અહિંસાના

તત્ત્વનું સંશોધન કર્યું છે, એવા મહાપુરુષોની જયન્તી બધા મળીને ઊજવે. જ્યારે આપણે સાથે મળીને, સામે બેસીને એકબીજાને સમજીશું ત્યારે માનવ માનવની નજીક આવશે, માનવ માનવનો મિત્ર બનશે. માનવ માનવની નિકટ નહિ આવે તો એ સામાને સમજશે કેમ ?

આજે આપણે જોઈ રહ્યા છીએ કે અહીં આટલા બધા ભગવાન અને અવતાર થઈ ગયા, તેમ છતાં મનુષ્યો અંદર અંદર પ્રાંતને માટે, ભાષાને માટે, આગળ વધીને સત્તા માટે લડી રહ્યાં છે. આ જોઈને મારા દિલમાં અસીમ દર્દ ઊભું થાય છે, કે જેને વાચા પણ વ્યક્ત નથી કરી શકતી. આ રોગને આપણે કેવી રીતે મટાડી શકીએ ?

આવા પુણ્ય–પનોતા દિવસે એ મહાપુરુષના વિચાર અને ચિન્તનનું ઊંડાણથી મનન કરી એને આચરણમાં મૂકીએ.

સાચું પૂછો તો મહાવીર જયન્તી ઊજવવામાં બીજો કોઈ આશય નથી. ભગવાનનું તો કલ્યાણ થઈ ગયું. આજે આપણે જયન્તી ઊજવીશું તેથી એમનું સ્થાન કે મરતબો વધવાનાં નથી. અને આપણે નહિ ઊજવીએ તો તેઓ જે સ્થાન ઉપર પહોંચી ગયા છે ત્યાંથી નીચે આવવાના નથી. પણ આપણે જ્યારે જયન્તી ઊજવીએ છીએ ત્યારે આપણામાં introspection અવલોકન, આત્મ–નિરીક્ષણ કરવાનો એક શુભ અવસર અને પુણ્ય ઘડી આવે છે. આજે આ પુણ્ય ઘડીમાં આપણે આપણા આત્માનું અવલોકન કરીએ, અને એ માટે ભગવાનની વિભૂતિનો, આ દુનિયામાં ભગવાનના આગમનનો અને ભગવાનના પ્રાણી માત્રના કલ્યાણ માટે જ ઉપયોગી સિદ્ધાંતો છે, તેનો સ્વાધ્યાય કરીએ.

તમે જાણો છો કે સંસાર પરિવર્તનશીલ છે. કેટલીય વસ્તુઓ આવે છે, કેટલીય વસ્તુઓ જાય છે પણ જે સત્ય છે તે શાશ્વત છે. ભગવાન મહાવીર સત્ય હતા એટલે અઢી હજાર વર્ષ પછી પણ તેઓ શાશ્વત છે. આપણે આંખ બંધ કરીશું તો એમ લાગશે કે ભગવાન હમણાં જ થઈ ગયા, જાણે કાલે જ થઈ ગયા. તેઓશ્રી આટલા તાજા, આટલા સ્વસ્થ અને આટલા નજીક આપણને કેમ પ્રતીત થાય છે? કારણકે એ સત્ય હતા; અને જે સત્ય છે તે શાશ્વત છે. વસ્તુઓ બદલાય છે પણ સત્ય બદલાતું નથી. આજે નહિ પણ કરોડો વર્ષો પછી પણ ભગવાન મહાવીરનાં પરમ સત્યો બદલાવાનાં નથી.

ભગવાન મહાવીરનો જન્મ શા માટે થયો? ગીતામા કહ્યું છે કે–

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**

જ્યારે જ્યારે દુનિયામા કીચડ થાય છે ત્યારે સૂર્ય ચાલ્યો આવે છે, એવી રીતે દુનિયામાં જ્યારે તોફાન થાય છે, અશાતિ ઊભી થાય છે ત્યારે કોઈ મહાપુરૂષ આકાશમાંથી ધરતી ઉપર ઊતરી આવે છે.

ભગવાન મહાવીરમાં બીજી વાત છે ભગવાન મહાવીર ઉપરથી નીચે નથી આવ્યા; એ આપણામાંથી ઉપર આવ્યા. એ આકાશમાંથી પડ્યા નથી પણ ધરતી પર ઊભા થયા. ધરતીની માટીમાથી ભગવાન કેવી રીતે બની શકાય છે એ એમણે બતાવ્યુ.

હુ ભગવાન મહાવીરના પ્રતિ કેવી રીતે આકર્ષિત

થયો એ મારા જીવનની એક નાની કહાણી છે. હુ જે દેશમાં મોટો થયો એ દેશની ભાષા ગુજરાતી નથી પણ કન્નડ છે, અને આજથી બત્રીશ વર્ષ પહેલા હું જૈનધર્મથી પરિચિત પણ નહોતો ત્યાં એક દિવસ મે કન્નડ ભાષામાં ભગવાન મહાવીરનો એક સુંદર અનુવાદ વાંચ્યો એ વાક્ય હતું: "જે રીતે કેરીના હૃદયમાં છુપાયેલી ગોટલીમાં એક વિશાળ આંબાનુ ઝાડ છુપાયેલું છે એ રીતે હે માનવ ! તારી કાયામાં પરમાત્મા–ભગવાન છુપાયેલો છે એને તું શોધી લે."

બસ, આ એક નાનુ વાકય વાંચ્યું અને મને લાગ્યું કે જે રીતે આંબાની ગોટલીમાં એક મોટું વૃક્ષ છે અને ચકમકમાં આગ છે, તે પ્રકારે આપણા શરીરમાં, આપણી આ કાયામાં જ પરમાત્મા છે, ઈશ્વર છે. આ જ વાત ભગવાન મહાવીરે પોતાના જીવનમા બતાવી નયસારના જીવનમાંથી પ્રારભ થયેલો વિકાસ ભગવાન મહાવીરના જીવનમાં પૂર્ણતાના શિખરે પહોંચ્યો એ માનવમાંથી મહામાનવ બન્યા, બીજનો ચન્દ્ર પૂર્ણ ચન્દ્ર બન્યો

એમનો જન્મ કયાં થયો ? બિહારમાં. જે બિહાર ભૂમિ આજ અન્ન અને પાણી વગર પરેશાન છે, એ ભૂમિમાં કરુણાસાગર ભગવાન મહાવીરનો જન્મ થયો હતો.

રાજગૃહીના ક્ષત્રિયકુંડના રાજકુળમા એમનો જન્મ થયો હતો યશોદા જેવી સુંદર પત્ની હતી અને પ્રિયદર્શના જેવી સંસ્કારવાન પુત્રી હતી, રાજવૈભવ હતો અને સુખ ચારે બાજુ ફૂલની સુવાસની માફક ફેલાઈ ગયું હતું. પણ મહેલની બહાર એમને લાગ્યુ કે દુઃખ છે, દર્દ છે, આસુ છે, માનવ

માનવનું શોષણ કરી રહ્યો છે, સત્તા ઉપર બેઠેલા લોકો ઉંદરની જેમ અંધારામાં બેસીને એક બીજાને ફૂંક મારીને કરડી કરડીને ખાઈ રહ્યા છે. આ બધી વાતો ભગવાન મહાવીરે રાજમહેલમાં હોવા છતાં ચિન્તનના પ્રકાશમા જોઇ, અને એમના દિલમાં એવા પ્રકારની બેચેની આવી કે વૈભવથી ભરેલા રાજમહેલમાં પણ એ સુખથી રહી ન શકયા.

તમે લોકો તાજમહાલમાં ગુલાબજાબુ અને પાર્ટીઓ ઉડાવી શકો છો કારણકે બિહારના લોકોનું દર્દ તમારા દિલમાં બેચેની નથી ઊભુ કરતું. જે દિવસે એ બેચેની ઉભી થશે, એ દિવસે તમારી ઊંઘ ઊડી જશે, એ દિવસે તમારું ભોજન પણ તમને કડવુ લાગશે. આ દર્દ શબ્દોમાં નથી કહી શકાતુ; આ અનુભવની સંવેદના છે.

ભગવાન મહાવાર શાંતિથી ન રહી શકયા, નીકળી પડ્યા. મહાભિનિષ્ક્રમણની પાછળ પ્રાણીની અસહાયતાનું દર્શન હતુ.

એમણે જોયું કે દુનિયાના જીવો અત્રાણ છે, નિરાધાર છે. લોભી–લંપટ પુરુષો સ્ત્રીને ગુલામ તરીકે રાખતા હતા. એક એક પુરુષ દશ સ્ત્રી, પંદર સ્ત્રી, પચાસ સ્ત્રીઓને, જે રીતે આજે મનુષ્ય પશુઓને રાખે છે એ રીતે રાખતો. એમને દર્દ થયું. સ્ત્રીઓની આ અવદશા? કોઇએ કહ્યું કે ના स्त्री स्वातंत्र्यम् अर्हति સ્ત્રી સ્વાતંત્ર્યને લાયક નથી. ભગવાને વિચાર્યું: શા માટે સ્ત્રીને સ્વાતંત્ર્ય નહિ?

બીજી વાત: ધર્મના જ નામે પશુઓનાં બલિદાન અપાતા હતાં, સંહાર થતા હતા: અધ્વર્યુ સ્નાન કરીને, પવિત્ર

થઈને, ફૂલો ચઢાવીને દેવોની મૂર્તિની સામે જ યજ્ઞમાં અબોલ પશુઓની હિંસા કરતો. આ જોઈને એમના દિલમાં દર્દ બેચેની સર્જી.

ત્રીજી વાત : જાતિવાદ. શૂદ્ર લોકોને કૂતરાની જેમ ગણવામાં આવતા હતા. ઘરમાં ઉંદર, બિલાડી, કૂતરા આવી શકતા પણ શૂદ્ર મનુષ્ય નહોતો આવી શકતો. એને ઢેઢ કહી, ચમાર કહી, શૂદ્ર કહીને કાઢી મૂકવામાં આવતો હતો. માનવજાતની આ ભયંકર અવહેલના હતી. ભગવાને જોયું કે લોકો કૂતરાંને લાવી ઘરમાં રાખે, પાળે, દૂધ પીવડાવે અને મનુષ્ય જેવા મનુષ્યને શૂદ્ર કહી તિરસ્કારવામાં આવે ! માનવતા શુ મરી પરવારી !

ઘણી વાર જોવા મળે છે, દર્દ ઘણાં હોય પણ એનું નિદાન એક જ હોય. સ્ત્રીની પરતંત્રતા, પશુઓનો સંહાર અને માનવને શૂદ્ર ગણી ફેંકી દેવાતા એનાં મૂળમાં અસમાનતા હતી. ભગવાને નસ પકડી લીધી. મૂળ પકડ્યુ. અસમાનતાનું મૂળ વિષમતા હતુ.

એમણે ઈચ્છયુ કે વિષમતાને દૂર કરીશુ તો જ સમાનતા આવશે; સમાનતા આવશે તો જ સ્ત્રી પુરુષની સમોવડી બનશે. પોતાનાથી કોઈ બળવાન શક્તિ છે એમ માની, એનાથી ડરીને એને રાજી રાખવા પશુઓનો સંહાર કરવામાં આવે છે તે બંધ થવો જોઈએ શૂદ્રમાં પણ આત્મા છે, એનું દર્શન થતાં ઉચ્ચ નીચની ભાવના ધીરે ધીરે લુપ્ત થશે અને જે કર્મ સંસારી આત્માઓના સમગ્ર દુ:ખોનું મૂળ કારણ છે તે નિર્મૂળ થતા આત્માઓ પૂર્ણ સમાનતાને પામશે.

મહેતારજ અને હરિકેશીબલ નામના બે શૂદ્ર હતા, ચંડાળ કુળમા જન્મેલા હતા, ભગવાને તેમને પોતના શિષ્ય બનાવ્યા.

આજે આપણે હરિજન ઉદ્ધારની વાત કરીએ છીએ, સમાનતાની બાંગ પુકારીએ છીએ, પણ જીવનમાં અને વ્યવહારમાં કેવી ભયંકર વિષમતા છે ?

A man of words and not of deeds,
Is like a garden, full of weeds.

માત્ર શબ્દો બોલીને બેસી રહે એવા ભગવાન મહાવીર નહોતા. ભગવાન મહાવીરે વિચાર્યું કે પૂર્ણતાને લાવવા માટે, સમાતાને લાવવા માટે, વિષમતાને દૂર કરવા માટે, પહેલા હું મારા જીવનમા પૂર્ણ સમાનતા લાવું.

પહેલાં પોતના ઉપર પ્રયોગ કર્યો, પછીથી ઉપદેશ દેવાનો પ્રારંભ કર્યો.

સમાનતા શાથી લાવો શકાય ? વાતોથી ? ના પહેલાં તો એમણે અસમાનતાનુ મૂળ એવો વૈભવ છોડયો, પોતાનાં પ્રિયજનનાં આસુથી પણ એ ન થભ્યા મહાભિનિષ્ક્રમણ કર્યું અને સાધુ બન્યા

મનુષ્યના જીવનમાં સમાનતાનુ સંગીત આવે છે વિચાર, ઉચ્ચાર અને આચારના સવાદથી. આ ત્રણે સંગીત છે, લય છે, મિલાવટ છે. આ ત્રણે પ્રકારનું સગીત જેનામા ગુંજે છે એ perfect man છે, પૂર્ણ મનુષ્ય છે. ભગવાનને પૂર્ણ બનવુ હતું.

એટલે એમણે અહિંસાનો પ્રયોગ કર્યો. જેમ વૈજ્ઞાનિક

પ્રયોગશાળામાં જઈને પ્રયોગ કરે છે એમ મહાવીરે સાડા બાર વર્ષ જીવનની પ્રયોગશાળામાં, આ ત્રણેને સુધારવા અને અહિંસક બનાવવા પ્રયોગ કર્યો વિચાર ધ્યાનથી અહિંસક બને, ઉચ્ચાર મૌનથી અહિંસક બને અને આચાર તપશ્ચર્યાથી અહિંસક બને

વિચાર, ઉચ્ચાર અને આચાર : આ ત્રણેને અહિંસક બનાવવા માટે એમને ધ્યાન, મૌન અને તપશ્ચર્યાનાં સાધન જડ્યાં.

એમણે ધીરે ધીરે ધ્યાન ધરતાં વિચારોમાં અહં છે, તેને ધ્યાનથી નાહ કરી સોહનો અનુભવ કર્યો, પણ તે કરતા પહેલાં પ્રભુએ અહમ્‌નો નાશ કરવાનો પ્રયત્ન કર્યો. અહમ્ વચમાં આવે છે.

કવિ રવીન્દ્રનાથે એક નાનો પ્રસગ લખ્યો છે. પૂનમની રાત હતી, હું ઓરડામા બેઠો હતો અને કાઈક લખી રહ્યો હતો. લખતા લખતાં થાકી ગયો અને મેં મારા ટેબલના લેમ્પનું બટન બધ કર્યું. બત્તી બધ થઇ. જેવી બત્તી બંધ કરી ત્યા મારા આશ્ચર્યની વચ્ચે આકાશમાથી પૂર્ણિ-માની ચાદનીએ બારીમાથી એકદમ અદર પ્રવેશી મારા રૂમને પ્રકાશથી ભરી દીધો. શો મધુર, શો શીતળ, શો સુદર એ પ્રકાશ !

એ પ્રકાશને જોઇ કવિહૃદય દ્રવી જાય છે, એમનું દિલ ભરાઇ જાય છે. એ વિચારે છે કે હુ છ વાગ્યાથી બેઠો છુ અત્યારે સાડા નવ થયા છે, પણ સાડા ત્રણ કલાક સુધી મે આ ચાદનીને કેમ ન જોઇ ? એમને ખબર પડી કે એ નાની બત્તી, આકાશમાં પૂર્ણ ચદ્રમાની જે પ્રકાશજ્યોત્સ્ના

એના ખંડમાં આવી રહી હતી તેનો અવરોધ કરતી હતી. જ્યારે નાની બત્તી બંધ કરી ત્યારે પૂર્ણિમાની જ્યોત્સ્ના એમના ખડમા આવતી દેખાઇ. આ વિચારતાં એ અંદર ઊતરી ગયા, ધ્યાનમા ઊતરી ગયા. એમણે વિચાર્યું કે પરમાત્માની જ્યોત્સ્ના પણ આવી રહી છે, પણ મારા અહમ્‌નો નાનો દીવો પરમાત્માની જ્યોત્સ્નાને જોઈ શકતો નથી. જ્યારે હું મારા અહમ્‌ની બત્તીને બધ કરી નાખું છુ ત્યારે સોહમ્‌નો પ્રકાશ આવતો દેખાય છે અને દિલને, મનને અને પ્રાણને ભરી દે છે.

પણ મહાવીરે પોતાના અહમ્‌ને દૂર કરવા ધ્યાનને પ્રકર્યું. ધ્યાનના પ્રયોગથી વિચારને અહિંસક બનાવ્યો

બીજી વાત વાચા. આપણા ઉચ્ચારમા એક પ્રકારની દ્વિધા ભરી છે. આપણે સભાની સામે કાંઇ બોલીએ છીએ અને એકાંતમાં કાઇ બોલીએ છીએ. લોકોની સામે જઇને પ્રશંસા કરીએ છીએ અને લોકોથી દૂર થતા ઉંદરની જેમ એક બીજાને કાપવાનું, એક બીજાનું બગાડવાનું, એક બીજાની ખરાબ વાત કરવાનું શરૂ કરીએ છીએ. આપણી વાણી આજે તલવાર બની ગઇ છે અને એ તલવાર આપણને જ કાપી રહી છે. જે ઇન્સાન પોતાની જાત પ્રત્યે સાચો નથી તે બીજા કોની સાથે સાચો થવાનો છે ? પહેલાં તો આપણે આપણી પ્રત્યે સાચા થવાનું છે. ભગવાને એને માટે મૌન બતાવ્યું. મૌનથી આપણા ઉચ્ચારનું સશોધન કરી, શુદ્ધ કરી સ્યાદ્વાદી અહિંસક વાણી બનાવવાની છે

હવે આવે છે આચાર. જીવનમાં જ્યાં સુધી ત્યાગ-તપશ્ચર્યા નહિ આવે ત્યાં સુધી જીવન વિલાસી રહે છે અને વિલાસી જીવન કોઇ પ્રકારના કામમાં નથી આવતુ.

લોકો કહે છે કે મહાવીર મોટા તપસ્વી હતા અને માત્ર તપશ્ચર્યાની જ વાત કરી છે. હું કહુ છું કે મહાવીરે તપશ્ચર્યાનો વિરોધ પણ કર્યો છે એમણે કહ્યુ કે અજ્ઞાનની તપશ્ચર્યા માનવને નીચે લઈ જાય છે. અજ્ઞાન તપ એ કષ્ટ છે. એમણે કહ્યુ કે તમારો આચાર સુદર બનાવવા માટે તપ કરો પણ દભ ન થઇ જાય અને અતિશય થઇને તમને પરેશાન ન કરે એ વિચારતા રહો

વિચાર, ઉચ્ચાર અને આચાર એ ત્રણ સાધનોને અહિંસામય બનાવવા માટે એમણે ધ્યાન, મૌન અને તપશ્ચર્યાના સાધનોથી પોતાના જીવનને અહિંસામય બનાવી લીધુ આ સાધનાને અંતે એમને જે પ્રાપ્ત થયું એનું નામ કેવળજ્ઞાન છે કેવળજ્ઞાન એટલે Perfect Knowledge પૂર્ણ જ્ઞાન એ કેવળજ્ઞાનના પ્રકાશમા એમણે જે મેળવ્યુ એ જ એમણે દુનિયાને આપ્યુ

એમણે માનવ આત્માઓ માટે, પ્રાણીમાત્ર માટે અને વિશ્વ માટે ત્રણ વાત બતાવી.

પ્રાણી ત્રણ વસ્તુ ઇચ્છે છે, સુખ, મૈત્રી અને આઝાદી. મનુષ્ય આ ત્રણ વસ્તુનો ચાહક છે. આ ત્રણ વાતને ભગવાને જરાક વળાક આપ્યો, અને એમાં નવપ્રકાશ ભર્યો.

એમણે શું કહ્યુ ? કહ્યુ કે સુખ નહિ, પણ शान्तिदा सुख ઇન્દ્રિયોનું સુખ નહિ. ઇન્દ્રિયોના સુખથી થાકી જશો. શાન્તિદા સુખ સંતોષથી મળે છે તમે જુઓ છો, દોડો છો અને થાકી જાઓ છો. પણ જે સુખ સંતોષથી મળે છે, તેમાં થાક નથી આ માટે એમણે પહેલી વાત અપરિગ્રહની બતાવી

સંગ્રહ કરવાની ઝંખના માણસને અશાન્તિની બીજુ તરફ લઇ જાય છે.

જે સંચય કરે છે, જેની પાસે નોટોનાં બંડલ છે, એમને સૂવા માટે દવા લેવી પડે છે એની તમને ખબર છે? તમે તો એમને એમ સૂઇ જાઓ છો. તો સુખી કોણ છે? ભગવાને બતાવ્યું કે શાતિ આપનારું સુખ એ સાચું સુખ, અને શાતિ આપનારું સુખ સંતોષથી જ મળે.

બીજી વાત બતાવી મિત્રની. તમે મિત્રને શોધો છો પણ ઘણીવાર મિત્રો જ તમારો નાશ કરી નાખે છે. કલબમાં લઈને જઇને, હોટલમા લઇ જઇને, તમને વ્યસનને રસ્તે ચઢાવીને તમારો વિનાશ તમારો જ મિત્ર કરે છે. તો ભગવાને કહ્યું કે તમારો મિત્ર એ છે જે તમારા જીવનમા આનંદ લાવે, તમારા પ્રાણને આનંદથી ભરી દે, નૈસર્ગિક આનંદથી તમારા દિલમાં માનસિક સ્વસ્થતાનું સુખ પેદા કરે તો મિત્ર કોણ? ભગવાને કહ્યું : તારા આત્માને જ તું તારો મિત્ર બનાવ. જેનો મિત્ર આત્મા નથી, જેનામાં introspection અવલોકન શક્તિ નથી, અંદર ઊતરીને જોવાની શક્તિ નથી, જે પોતાને શોધતો નથી, પોતાની જાત સાથે company સંબંધ બાંધવા ઇચ્છતો નથી, પોતાની સાથે બેસીને થોડીક મિનિટ પણ પોતે વાતો કરતો નથી એ બહારના મિત્રોને શું આપી શકવાનો છે?

હું ઇચ્છું કે તમારા મિત્ર તમે જ બનો. અડધો કલાક તો કાઢો, પોતાની સાથે વાત કરો. અંદર અંદર પૂછો કે દોસ્ત, શુ ચાલી રહ્યું છે? જીવન શુ છે? સમસ્યા શું છે? એનો ઉત્તર શો છે? આવવાનું શું છે અને જવાનુ શું છે?

અને શાશ્વત શુ છે? આમ અંદરનુ મનન વધે તો અતર તૂટે આપણે બીજાની સાથે વાત કરીએ છીએ તો પોતાને ભૂલી જઈએ છીએ. આપણે આપણી સાથે વાત કરીએ છીએ ત્યારે જ આપણી નજીક આપણે આવીએ છીએ અને જાતને પિછાનીએ છીએ

ભગવાને કહ્યું કે તમે બીજાને કાં મિત્ર બનાવો છો? તમે તમને પોતાને મિત્ર બનાવો. તમારો મિત્ર તમારો આત્મા છે. માત્ર મિત્ર જ નહિ પણ સાચો આનદ આપનારો મિત્ર, અને તે તમારો આત્મા.

ત્રીજી વાત ભગવાને બતાવી કે લોકો આઝાદી ઈચ્છે છે, પણ આઝાદીનો હેતુ ભૂલી જાય છે. આપણને આઝાદી મળવા છતાં દિલમા અને મુખ ઉપર જો બરબાદી દેખાય તો એ મિથ્યા છે. આઝાદીના રહસ્યને સમજવાની જરૂર છે, એને માટે કોઈ ખાસ વિશેષણની આવશ્યકતા છે. આપણી આઝાદીમા આજે શુ સુખ છે તે જુઓ જીવનમાં અનતિ છે, રસ્તાઓમા જુઓ તો પશુઓનો સહાર થઇ રહ્યો છે, માર્ગમાં માછલીઓ વેચાઈ રહી છે. પશુઓ પર ક્રૂરતા છે અને નિર્બળોનુ શોષણ છે. આપણી માનવતા જ જાણે મરી ગઈ હોય એવી પ્રતીતિ થાય છે આપણા ખાવામા, આપણાં વસ્ત્રોમા, આપણા સાબુમાં, ચારે બાજુ હિંસાનુ પ્રદર્શન થઇ રહ્યુ છે. આપણી આઝાદી શુ લાવી? હિંસા જ લાવી કે બીજુ કાંઇ?

મિત્રો, વિચાર કરવાની આ વાત છે. હુ જાણુ છુ કે આ વાત દર્દ ઉત્પન્ન કરે છે. ક્રિયાકાંડની મૂર્ચ્છનામાં આપણે સત્યને ભૂલવા ઇચ્છીએ છીએ, પણ ભૂલવાથી તે વાત દૂર

નહિ જાય પણ સામે આવશે બિહારનો દુષ્કાળ, ગુજરાતનો દુષ્કાળ અને ચારે બાજુ કુદરતનો પ્રકોપ માનવીની માનવતાના અભાવનું પ્રદર્શન નથી ?

ત્રણ દિવસ પહેલાં બિહારના મુખ્ય પ્રધાન શ્રી મહામાયાપ્રસાદ બિહારમાં આપણે જે રાહતકેન્દ્રો શરૂ કર્યાં તે માટે પોતાની પ્રજા અને સરકાર વતી ધન્યવાદ પાઠવવા આવ્યા હતા. ત્યારે મે તેમને કહ્યું હતું કે બિહારનો દુષ્કાળ માત્ર અન્ન આપવાથી, વસ્ત્ર આપવાથી દૂર થવાનો નથી. એ તો અમે આપીશુ, અમે નહિ આપીએ તો અમારી માનવતા પરવારેલી ગણાશે. પણ જો પ્રજા ઊઠશે, જાગશે, અને ઊભી થશે તો જ એનો ઉદ્ધાર થવાનો છે. હવે તમે પ્રજાને જગાડવાનુ કામ કરો. પ્રજાને જુઠાં વચનો આપીને અંધારામાં સૂતી રાખવાનો ધંધો આજસુધી ખૂબ ચાલ્યો મારી આ વાત સાંભળી એમણે કહ્યું કે ભગવાન અમને સદ્દબુદ્ધિ આપે મે કહ્યું કે ભગવાન તો આપી ચૂકયા છે. ભંડારો તો ભરેલા જ છે પણ આજ સુધી એના દરવાજે તાળું હતુ, હવે આપણે તાળુ ખોલી એ દરવાજા ઉઘાડવાના છે.

ભગવાન મહાવીરે કહ્યુ કે આપણને જે સમૃદ્ધ બનાવે, આપણને જે ઉઠાવે અને આપણામાં છુપાયેલી આપણી દિવ્યતાને બહાર લાવે એવી આઝાદી લાવો.

સુખ ઇચ્છશો તો સુખ મળશે પણ શાંતિ આપે એવું સુખ ઇચ્છો, મિત્ર જોઈશે તો મિત્ર મળશે પણ આનંદ આપે એવા આત્માને જ મિત્ર બનાવો. અને આઝાદી જોઇએ તો મળશે પણ આપણને આધ્યાત્મિક રીતે સમૃદ્ધ બનાવે એવી આઝાદી આપણે ઇચ્છીએ.

આજે ભગવાન મહાવીરનો જન્મકલ્યાણકનો દિવસ હોવાથી આપણા હૃદયમાં ખૂબ ખૂબ ભાવ અને ઉલ્લાસ છે. આ ઉત્સવ નિમિત્તે આપણે સૌ મળ્યા પણ મળીને છૂટા પડી આ પ્રસંગને ભુલી જઇએ તો આપણને એનો સાચો લાભ શો મળે ? આજે આપણે આ પાવન પ્રસંગનુ ચિંતન કરીએ અને આ ચિંતનમાંથી સંકલ્પશક્તિ પ્રગટાવીએ જેથી આપણું જીવન સમૃદ્ધ બને અને એ રીતે આજનો દિવસ પ્રકાશમય અને રાત્રી જ્યોત્સ્નામય બની રહે.

પ્રભુ મહાવીરનું જીવન અને એમની સાધના સાગર સમાં વિશાળ છે. આ થોડા સમયમાં એ વિષે શુ કહી શકાય? એની તો ઉપાસના જ હોય.

હુ તો ભાવપૂર્વક નમન કરી એટલી જ પ્રાર્થના કરું કે પાણી, પ્રકાશ અને પવન જેવાં પ્રભુએ પ્રબોધેલાં ધ્યાન, મૌન અને તપ, પ્રાણીમાત્રનાં આધ્યાત્મિક સ્વાસ્થ્ય માટે હો અને સર્વ જીવો એનો પૂર્ણ લાભ પામો.



નોંધ :— પ્રભુ મહાવીર જન્મ કલ્યાણક પ્રસંગે – તા. ૨૨–૪–૬૭ – ચોપાટીના સાગરતટે આપેલ પ્રવચન

# પ્રાણી મૈત્રી દિન

नत्वहम् कामये राज्यम, ना स्वर्गम् नापुनर्भवम् ।
'कामये दुःखतप्तानाम् प्राणीनाम् आर्तिमोचनम्'

હું જ્યારે નાનો હતો ત્યારે એક સાધુ પાસે જતો. એ સાધુ પ્રવચનકાર તો નહોતા પણ જીવનને દૃષ્ટાંતો અને આદર્શોથી બતાવનાર ઓછાબોલા સાધુ હતા એક દિવસની વાત છે. એક દિવસ તેઓ મને સાથે લઈ નીકળ્યા અને કહ્યું કે એક રૂપિયો લઈ આવ. હું દુકાનેથી મારા પિતાજી પાસેથી રૂપિયો લઈ આવ્યો. સાધુએ રસ્તામાં ચાલતા કહ્યુ કે એક રૂપિયાની પીપરમીટ લઈ લે. મને થયું કે આ સાધુને પીપરમીટ ખાવાનુ મન ક્યાંથી થયું ? નાના બાળકોને તો થાય, પણ સાધુને ક્યાથી મન થયું ? પણ હું એનો પ્રેમી હતો હુ એ રૂપિયાની પીપરમીટ લઈ આવ્યો અને એમને આપી. અમે સાથે નીકળ્યા. એક બગીચામાં નાનાં બાળકો સાથે માતાઓ આવતી હતી. પેલા સાધુ દરેક બાળકને બોલાવીને પીપરમીટ આપતા અને પ્યાર કરતા. આ જોઈ એમની માતાઓ ખુશ થઈ જતી અને પ્રણામ કરીને આગળ વધતી એમ કરતા રૂપિયાની પીપરમીટ પૂરી થઈ ગઈ.

ત્યાંથી ઊઠતાં સાધુએ મને કહ્યુ : "જોયુ ?" મેં કહ્યું 'શું ?' 'તું સમજ્યો નહિ ?' 'ના, હુ નથી સમજ્યો

તમે શું કહેવા માગો છો?' 'જો એક રૂપિયાની પીપરમીટથી કેટલાં બાળકો ખુશ થઇ ગયા અને સાથે એમની માતાઓ પણ ખુશ થઈ ગઈ ને? શા માટે ખુશ થઇ ગઇ? બાળકોને પ્યાર કરીએ છીએ તો એમની મા પણ ખુશ થઈ જાય છે.'

આમ કહી મને બનાવ્યું કે ભગવાનનાં બાળકોને પ્રેમ કરશો તો ભગવાન ખુશ થશે જ. લોકો ભગવાનને પ્રસન્ન કરવા ઇચ્છે છે, લોકો બોલે છે: 'હે ભગવાન, તારો જ આ સંસાર છે;' પણ ભગવાનનાં બાળકોને પ્રેમ કરતા નથી ભગવાનને પ્રેમ કયા પ્રકારથી કરીશું અને આપણે ભગવાનને કેવી રીતે પ્રસન્ન કરીશું?

જો પરમાત્માને પ્રસન્ન કરવા હોય તો આત્માઓને પ્રપન્ન કરવા જ પડશે. આત્માને પ્રસન્ન નહિ કરીએ તો પરમાત્મા પ્રસન્ન કેમ થશે?

હમણાં શ્રી જયપ્રકાશજીએ આજની ક્રૂરતાની, માનવના હૃદયમાં છુપાયેલા દંભની, ધનલાલસાની, વર્તમાનના વૈભવ અને વિલાસના પ્રદર્શનની વાત કરી આ વાતોના કેન્દ્રમાં જોશો તો જણાશે કે માનવ આત્મદષ્ટિ ગુમાવી બેઠો છે.

સાચી વાત તો એ છે કે આપણે આપણામા અને આપણી આસપાસ જે આત્માઓ છે તેમને પ્રસન્ન કર્યા વિના સીધા જ પરમાત્માને પ્રસન્ન કરવા ઇચ્છીએ છીએ પણ જે આત્માને પ્રસન્ન નથી કરતો એ પરમાત્માને કદી પણ પ્રસન્ન નથી કરી શકવાનો.

એટલે જ આપણા ચિંતક મહર્ષિઓએ એક સરસ વાત બતાવી અને તે વાત આ સુભાષિતમાં છે આ સુભાષિતનો

વિચાર કરીએ તો આપણને ખ્યાલ આવશે કે સર્વ જીવોના કલ્યાણની ભાવના કેટલી તીવ્ર હોઈ શકે.

'न त्वहं कामये राज्यम्'

હે પ્રભુ ! મારે રાજ્ય નહિ જોઈએ. જેમને પાંચ વર્ષ માટે electionમા ચૂંટણીમાં જિતાઈને આવવું છે એમની વાત છોડી દો. પણ જે ભક્ત છે, જે સાધક છે, જે જીવનને ધન્ય બનાવવા માગે છે, અને જેને ખબર છે કે જીવનનો હેતુ શો છે એની આ પ્રાર્થના છે.

'न स्वर्गम्' મને સ્વર્ગ પણ નથી જોઈતું. આપણા બંધુઓ જ્યારે દુઃખી છે ત્યારે આપણે સ્વર્ગમાં જઈને કરીશું પણ શું ? આસપાસ આંસુ હોય છે તો ખાવાનું પણ બગડી જાય છે.

પણ હું જોઈ રહ્યો છું કે આજે આંસુ વહી રહ્યાં છે, લોકો ચારે બાજુ પરેશાન થઈ રહ્યા છે છતાં ઘણા માણસો આનંદ અને મહેફિલો માણી–મણાવી રહ્યા છે.

વળી આ સુભાષિતમાં કહ્યુ કે 'नापुनर्भवम्' મને મોક્ષ પણ નથી જોઈતો.

તો મને શું જોઈએ છે ?

'कामये दुःखतप्तानाम् प्राणीनाम् आर्तिमोचनम्'

એક જ કામના અને મહેચ્છા છે કે જે દુઃખથી તપ્ત છે, જે દુઃખોથી પીડિત છે અને જે વેદનાનાં આંસુ વહાવે છે તે સૌ સર્વ પ્રકારના દુઃખોમાંથી મુક્ત થાઓ.

આપણે ગઈ કાલે પ્રભુ મહાવીરસ્વામીનુ જન્મ–કલ્યાણક તો ઊજવ્યુ. પણ આપણે પ્રથમ એમના મુખ્ય સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા માટે પૂર્ણ પ્રયત્ન કરવો પડશે ભગવાને બતાવ્યું કે અહિંસા એ જ ધર્મનું અને જીવનનુ મૂળ છે.

અહિંસા શું છે? તું જીવવા ઇચ્છે છે તો સંસારના બધા જ પ્રાણીઓ જીવવા માગે છે.

આ અહિંસા બે પ્રકારની છે· વિધેયાત્મક અને નિષેધાત્મક.

નિષેધાત્મક એટલે કે આ નહિ ખાવુ, આ નહિ કરવુ. આજે ચતુર્દશી છે એટલે આ નહિ ખવાય. પણ જે વિધેયાત્મક છે એટલે શું કરવું એ વાત પણ વિચારવી જોઇએ. લોકો શું નહિ કરવુ એ વાત જાણે છે, પણ શું કરવુ એ વાત ભૂલી ગયા છે.

મહાપુરુષોએ કહ્યુ કે માનવી નિષેધ ખૂબ કરે છે પણ જે વિધેયાત્મક છે એ નથી કરતો. આપણે એ જાણીએ છીએ કે શુ ન કરવુ પણ આપણે એ નથી જાણુતા કે શુ કરવું.

મારુ કર્તવ્ય શુ, મારે શું કરવુ જોઇએ એનો વિવેક એટલે વિધેય જે દિવસથી માનવના જીવનમાં વિધેયનો અરુણોદય થાય છે એ દિવસથી માનવના હૃદયમાં કર્તવ્યનો પ્રકાશ પ્રગટે છે. એ દિવસથી એ પૂર્ણતા પ્રતિ પ્રયાણ કરે છે.

તો આજે આપણે 'કરવાની વાત' કરવાની છે. નહિ કરવાની વાત બહુ વર્ષોથી કરી અને 'કરવાની વાત' ભૂલી ગયા. એટલે જ હિંદુસ્તાનમા આટલા લોકો હોવા છતાં આજે ગરીબી છે, નિર્ધનતા છે, પરેશાની છે અને દુષ્કાળનો

સામનો નહિ કરવાની નિર્બળતા છે. આપણને ખબર હોત કે આપણે શું કરવાનું છે તો ચાલીસ કરોડ માનવી આવી ખરાબ હાલતમાં ન હોત.

આજે વિચાર કરવાનો છે કે આપણે શુ કરવાનું છે.

વિધેય માટે ત્રણ વાત છે. પહેલી વાત અપરિગ્રહ છે. જ્યા સુધી પરિગ્રહ છે ત્યાં સુધી અહિંસા નથી આવતી. પરિગ્રહ અને અહિંસા સાથે નથી રહી શકતાં. પરિગ્રહ એટલે સંચય, પરિગ્રહ એટલે ભેગુ કરવું, પરિગ્રહ એટલે બીજા જે વસ્તુ માટે ટળવળતા હોય તે પોતાની પાસે હોવા છતાં એમાંથી આપવુ નહિ અને સંગ્રહવૃત્તિ રાખવી. આવી વ્યક્તિ અહિંસક કેવી રીતે બની શકે ?

ધનનો સચય ક્યારે થાય ? શોષણ વિના સંચય નહિ અને શોષણ ત્યા અહિંસા નહિ.

'कर्मणा, मनसा, वाचा' કાં તો કર્મથી, કા તો મનથી કે પછી વાચાથી હિંસા તો થાય જ. અહિંસક બનવું હોય તો અપરિગ્રહી બનવુ પડશે. જેટલા અંશે અપરિગ્રહી બનીશું એટલા અશે આપણે સાચા અહિંસક બનીશું.

એટલે જ ભગવાને સાધુને કહ્યુ : "હે સાધુ, જો તારે અહિંસક બનવુ હોય તો પહેલાં અપરિગ્રહી બની જા." અને જે વધારે પરિગ્રહી છે એ કદી પણ અહિંસક નથી બની શકતો અને જો અહિંસક બની શક્તો હોય તો અમારે કહેવું પડશે કે અમૃત અને વિષ બન્ને એક સરખાં છે. પણ સૌ જાણે છે કે અમૃત અને વિષ સરખા નથી તેવી જ રીતે પરિગ્રહ અને અહિંસા જુદાં છે. તો અહિંસા લાવવા માટે આપણે અપરિગ્રહની ભાવનાને વિસ્તારવી પડશે.

ભય અને હિંસા પરિગ્રહમાંથી જન્મ લે છે. આપણે જો અભય થવું હોય કે અહિંસક થવું હોય તો આપણે અપરિગ્રહી બનવા માટે પહેલો પ્રયત્ન કરવો પડશે.

બિહારના માનવીઓ અને પશુધન માટે તમે "કાંઈક" કરો છો એ વિચારે તમારી ભાવના પુલકિત થશે. તમને દાન કરવાની આ તક મળી છે એની પાછળ ભાવના કામ કરે છે. માનવતા પ્રબુદ્ધ થાય તો દેશમા દારિદ્ર્ય રહે ખરું? પ્રબુદ્ધ થયેલી માનવતા એક કે બીજી રીતે ઘણાં કામ કરી શકે. એક રીતે નહિ પણ હજાર રીતે મદદ કરી શકાય. કોઈ કપડાંથી કરી શકે, કોઈ અનાજ આપીને કરી શકે, કોઈ પૈસા આપીને કરી શકે, કોઈ બિહાર જઈને કરી શકે અને કોઈ બિહારની એ સુષુપ્ત પ્રજાને જાગ્રત કરીને પણ સેવા કરી શકે.

હું જ્યારે પંચમહાલ જિલ્લામાં વિહાર કરતો હતો ત્યારે માર્ગમાં મને એક બહારવટિયો મળ્યો, જે ઘણાનાં ખૂન કરી ચૂક્યો હતો, ઘણાને મારી ચૂક્યો હતો. અમારે, ત્યાંના એ પહાડોમાથી થઈને નીકળવાનું થયુ. ત્યાં એ બહારવટિયાની ઝૂપડી આગળ જ અમારે મુકામ કરવાનો વારો આવ્યો. સાજે ફરતો ફરતો એ મારી પાસે આવી ચઢ્યો. એ આવ્યો, થોડી ભાગીતૂટી વાતો થઈ. વાતો કરતા કરતાં એની સાથે એક કૂતરો હતો તેને એ પ્રેમથી રમાડતો હતો, અને હાથ ફેરવતો હતો. આ દશ્યમાં મને જીવનનું એક નવુ દર્શન સાપડ્યુ: ક્રૂરમાં ક્રૂર આદમીમાં પણ પ્રેમ! માણસોને મારનાર, ગોળીઓ ચલાવનાર અને નિર્દય રીતે તલવાર વીંઝનાર આદમી પણ કૂતરા પ્રત્યે પ્રેમ બતાવી

રહ્યા હતો. એટલે મને લાગ્યું કે માનવીના એક ખૂણામાં ઊંડે ઊંડે પણ ક્યાંક પ્રેમનુ દર્દ છે, અને તેને લીધે એ એમ માને છે કે કોઇક ઠેકાણે કરુણામય, પ્રેમમય બનવુ જોઈએ. માણસ જો માણસ પ્રત્યે કરુણામય નથી બની શકતો તો એક કૂતરા પ્રત્યે પણ એ કરુણાવાળો પ્રેમવાળો બની જાય છે. અંદર એક જાતનુ પ્રેમનું છૂપુ અવ્યક્ત સંવેદન છે અને તેથી જ કૂતરાને પંપાળતાં અંદરના એ તત્ત્વને સંતોષીને એવુ consolation (સમાધાન) મેળવે છે કે દુનિયામાં ભલે હું બધે ક્રૂર છું પણ કૂતરાને માટે હું કરુણાવાળો છુ, હું પ્રેમ કરી શકુ છું.

આ વાતનું ઊંડાણથી ચિન્તન કરશો તો આપને પણ લાગશે કે દરેક માનવીના હૃદયના એક ખૂણામાં આ એક એવું તત્ત્વ પડ્યું જ છે, જે હરહમેશાં કરુણાને પ્રેરે છે અને માનવતાને પૂજે છે. આ તત્ત્વ જેમ જેમ વિકસતું જાય તેમ તેમ માનવ પૂર્ણ બનતો જાય છે; જેમ જેમ આ તત્ત્વ ઢંકાતુ જાય છે, તેમ તેમ માનવ પશુ બનતો જાય છે. આપણે આ પક્ષીઓને ઉડાડીએ એની પાછળ પણ આ જ તત્ત્વ છે કે બંધનમાંથી પંખીને મુક્ત કરીએ એ સાથે આપણી માનવતા જે આજે બંધાયેલી છે, પુરાયેલી છે, ઢંકાયેલી છે એ ખીલી ઊઠે અને આપણામાં રહેલું દયાનું ઝરણું એકદમ વહી જાય.

પંખી ઉડાડનારને સહજ રીતે એક પ્રશ્ન તો આવી જવાનો કે આ કબૂતરને મુક્તિ આપનાર હું પ્રાણીસૃષ્ટિ પ્રત્યે કરુણાળુ છું ખરો ? આ વિચાર પુનઃ પુનઃ આવે તો માનવમાં રહેલી દિવ્ય શક્તિ પ્રગટ થાય, પ્રજ્વલિત થાય અને પ્રબુદ્ધ થાય.

'પ્રાણી મૈત્રી દિન' એટલે પ્રાણીમાત્રને મિત્ર કલ્પો અને પ્રાણીસૃષ્ટિને મિત્રની દષ્ટિથી જુઓ. मित्रस्य चक्षुषा पश्यं સૃષ્ટિને મિત્રની આંખથી જુઓ બસ તમારી નજર બદલાઈ જાય તો દુનિયાને માટે તમારે શુ કરવુ એ તમને ઉપદેશ દેવા અને કહેવા નહિ આવવુ પડે આજ સુધી તમે સહુને પરાયા ગણો છો અને પ્રાંત પ્રાંત વચ્ચે ભેદ માનો છો પણ આપણે હવે वसुधैव कुटुम्बकम् આખી પૃથ્વી આપણુ કુટુબ છે, એ ભાવના કેળવવી જોઈએ

ઘણા વર્ષો પહેલાની વાત છે વિહાર કરતા કરતાં હુ એક ગામડામાં ગયો ત્યા ભિક્ષા (ગૌચરી) માટે હુ એક ઘરમાં ગયો તો ઘરમાં બે બાળક અને એમની મા હતી. એણે મોટો રોટલો બનાવ્યો હતો. એક જ રોટલો હતો. એણે વિનતિ પૂર્વક કહ્યું: કે મહારાજ, તમે લઈ જાઓ. મને થયુ કે એક જ રોટલો છે તેમાં હુ શુ લઉ ? એટલે મેં કહ્યું કે બાઈ, મારે તો ઘણા ઘર છે, હું તારું નહિ લઉં, કારણકે તારે બે બાળકોને જમાડવાનાં છે. ત્યાં તો એ બાઈની આંખમા આંસુ ધસી આવ્યા અને કહેવા લાગી : "આ એક મોટો રોટલો છે, એનો હું અડધો કરુ છુ અને મારાં બે બાળકો પા પા રોટલામાં પેટ ભરીને જમી લેશે પણ મારા ભાગનો અર્ધો રોટલો તમે લઈ જ જાઓ." એની ભાવના અને પ્રેમ જોઈ હુ દ્રવી ગયો. મને થયુ કે આ બહેનની ભાવનાને નહિ સત્કારુ તો એ ભુક્કો થઈ જશે. એટલે મેં કહ્યુ, "તારો જે અડધો રોટલો છે એમાથી પા મને આપ અને પા તુ તારે માટે રાખ." મિત્રની આંખથી જોતા દુનિયા કોઈ જુદી જ લાગે.

મિત્રની આંખથી જુઓ તો તમારી દુનિયા, દિલ અને દાન ત્રણે બદલાઈ જાય !

એટલું જ કહેવાનું છે કે બિહારની કે ગુજરાતની વણસેલી પરિસ્થિતિમા આપનાથી જે કાંઈ બને એ તમે કરો. એ બાબતમા હરીફાઈ ન હોય. કોઈ પણ રીતે મદદ પહોંચાડી શકતા હો તે રીતે મદદ પહોચાડો

હુ તો કહું છુ કે બાર મહિનામા એક મહિનો હવા ખાવા જાઓ છો તો શા માટે તમે પંદર દિવસ બિહાર ન જાઓ ? જે શરીરને બાળી નાંખવાનુ છે, એ શરીર વડે જો પંદર દિવસ પ્રજાની સેવા કરેલી હશે તો આ બળતા શરીરને પણ એક consolation-સતોષ મળશે, શાતિ અને સમાધાન મળશે કે હા, આ કાયા કોઈકની સેવામાં કામ લાગી ગઈ હતી !

કરુણાની આ ભાવના સ્પર્શો અને આપણી દિવ્યતા પ્રગટો એવી શુભેચ્છા સાથે આપણે વિદાય લઈએ.



નોંધ : 'પ્રાણી મૈત્રી દિન' પ્રસંગે તા ૨૩-૪-૬૭ ચોપાટીના સાગરતટે આપેલ પ્રવચન.

# પરિસંવાદ

**धर्मस्य फलमिच्छन्ति, धर्मम् नेच्छन्ति मानवाः।**
**फलं पापस्य नेच्छन्ति, पापं कुर्वन्ति सादराः॥**

**આ**જ આપણા સ્વાધ્યાયનું કેન્દ્ર પરિસંવાદ છે વાદ, વિવાદ, સંવાદ અને પરિસંવાદ–આ ચારમાંથી પહેલા ત્રણ તો તમારા જાણીતા જ છે. વાદ, વિવાદ અને સંવાદમા જીવો પોતાના જીવનને વિતાવે છે, પણ પરિસંવાદ કરવા માટે અવસર મળતો નથી. સ્વાર્થ માટે જે કાંઈ જગતમાં થાય છે તે વાદ છે, કલહ માટે થાય તે વિવાદ છે, સ્નેહ માટે થાય છે તે સંવાદ છે પણ શરીર, ઇન્દ્રિયો અને આસપાસના વાતાવરણને ભૂલીને પોતાના આત્મા માટે વિચારણા કરવી એ પરિસંવાદ છે.

દુનિયામાં દૃષ્ટિ બે જાતની છે સ્વાર્થની અને પરમાર્થની. સ્વાર્થની દૃષ્ટિમા વાદ, વિવાદ અને સંવાદનો સંભવ છે પણ પરિસંવાદ તો ચિત્તમાં પરમાર્થ દૃષ્ટિ જાગે તો જ પ્રગટે

પરિસંવાદ એ અધ્યાત્મની ઉચ્ચ ભૂમિકાએ પહોચવા માટેની નીસરણી છે. ચિન્તન એ એના પગથિયા છે. જેમ જેમ પગથિયાં ચઢીએ તેમ તેમ પ્રકાશ અને સ્વસ્થ અવસ્થાનો અનુભવ થાય છે. આત્માની દુનિયામા ભય માત્રનો અભાવ છે. ત્યાં અભયના પ્રકાશનો જ અનુભવ છે.

થઇ રહ્યો છે જીવનમાં અમૃતનો અનુભવ ક્યારે કરી શકાય? પરિસંવાદ પ્રગટે ત્યારે!

મહેમાનની જેમ પૈસો આવે તો કહો કે સત્કાર કરીશું અને જાય તો કહો કે આવજો! આવે તો સદુપયોગ અને જાય તો સમતા! આમ જીવન સમજવાની કળા આત્માને જાણ્યા વિના પ્રાપ્ત થતી નથી. માણસ બધી રીતે તૈયાર થાય છે પણ આત્મારૂપી મીઠાશનો અનુભવ નથી એટલે એનું જીવનરૂપી ભોજન ફિક્કું બની જાય છે. જીવનને મીઠું બનાવવાની કળા આવડે પછી અભાવમા પણ આનંદ મેળવી શકાય.

અંદરનુ મશીન જ બગડેલું હોય ત્યાં dial (ડાયલ) ગમે તેટલુ સુંદર દેખાતુ હોય તો ય શુ કામનું? શરીર એ તે ડાયલ છે, ખરું અદરનું યત્ર તો ચૈતન્ય છે.

જિંદગી પૂરી થાય છે વાદ અને સંવાદમાં! પણ જ્યારે પરિસંવાદ થાય છે ત્યારે જિંદગી પૂરી નથી થતી પણ પૂર્ણતા પ્રાપ્ત કરે છે

આજે હજારમાથી ૯૯૯ માણસો જિંદગી પૂરી કરે છે અને એ પૂરી ન કરે તો એમનો કાળ એમને પૂરાં કરે છે. સવારના ઊઠે ત્યારે ચિંતાનો મુગટ પહેરીને નીકળે, વાળમાં ગોઠવીને નીકળે. રાતના સૂએ ત્યારે વાળ વિખરાય પણ ચિંતા ન વિખરાય. માથામા ઓળેલી ચિંતા રાતના ઊંઘમાં આવે, સ્વપ્નામાં આવે. બેચેની ઊભી કરે, ચિંતાભર્યા દિવસ અને રાત માણસની જિંદગી પૂરી કરે છે. એને તો ખ્યાલે ય નથી કે એની જિંદગી પૂરી થાય છે પૂરી થતી જિંદગીમાં પણ કેટલાક તો માને છે કે જિંદગી સફળ કરીએ છીએ!

પૈસા કમાયા, કારખાનાં ઊભાં કર્યાં, છાપામાં નામ ચમક્યાં– આ એમનો આનંદ!

જેટલી બહારની વસ્તુ વધારે એટલુ જ એમા મન રોકાય છે, પછી પ્રભુમા એ ઓછુ જ રહેને! આ બધી વસ્તુઓ પ્રભુથી માણસને છૂટો પાડે છે. ભગવાન પાસે બેઠાં હો ત્યારે શુ શુ યાદ આવે છે? શરીર ભગવાન પાસે છે અને મન ઉપડી ક્યાય જાય છે. કારણકે દુનિયાની વસ્તુઓ એટલી બધી વધારી છે અને એ વસ્તુઓએ માણસના મન ઉપર એટલો બધો કબજો મેળવ્યો છે કે એ ભગવાન પાસે જવા જ ન દે!

જ્ઞાની કહે છે કે વસ્તુથી તમે તમને સુખી માનો છો પણ આ વસ્તુઓ એવી ચઢી બેઠી છે કે મન હાથમા નથી. શરીર પ્રવૃત્તિ કરે છે પણ મન વસ્તુમા રોકાયેલુ છે. મનના બે કટકા ન થાય. મન જો ભૌતિક વસ્તુમાં રોકાયેલું હોય તો પરમાત્મતત્ત્વમા લાગે નહિ. એટલે જ જ્ઞાનીઓ કહે છે કે ક્રિયા કરવી સહેલી છે પણ અ દર જવુ મુશ્કેલ છે. અને અંદર જવા માટે એકલા પડવાની જરૂર છે.

પણ એ એકલો જ પડતો નથી. થોડીવાર ઘરમાં એ બેઠેલો હોય અને થાય કે બહાર જઇ આવુ, એકલો પડયો છુ તે ગમતુ નથી બેચેની થાય છે. હવે શુ કરુ? લાવ કોઇક સ બધીને ત્યાં જઈ આવુ!

ખરી વાત એ છે કે એકલા પડો તો જ ચિન્તન માટે સમય મળે. અને સમય મળે તો જ ઊ ડાણુમાં અવલોકન થાય. સામાયિક, ધ્યાન, સ્વાધ્યાય એકલા પડવા માટે છે. ૪૮ મિનિટનું સામાયિક લઇએ એટલે બધાથી જુદા પડીએ.

આ જીવે ગામના લોકો સાથે ખૂબ વાત કરી. મિત્રો સાથે ખૂબ વાત કરી, પત્ની સાથે વાત કરી, સ્નેહીઓ સાથે પણ વાત કરી. આમ દુનિયામા વાદ અને સંવાદ તો ચાલે જ છે પણ પરિસંવાદ ક્યારે થાય કે જ્યારે આત્મા પોતાની સાથે વાત કરતો થાય, પોતાની સાથે બેસીને મીમાસા કરે, વિચારણા કરે, પ્રશ્ન કરે કે હું કોણ છું ? મારું સ્વરૂપ શું છે ? હુ શુ કરવા આવ્યો છું ? મારે અહીં આવીને શુ પામવાનું છે ? શું મેળવવાનું છે ? મારે કયા જવાનુ છે ? મારી શું કરણી છે ? મારી સાથે શું આવવાનુ છે ? હું જે જીવન જીવુ છું, સંસારમાં દોટ લગાવી રહ્યો છુ એનો હેતુ શો છે ? મારા જીવનમાં ચારે બાજુ આ જે ચોવીસે કલાક ધાધલ, ધમાલ, અશાતિ મૃત્યુ દેખાઈ રહ્યાં છે એ બધુ શું છે ?

જેમ પાણીમાથી પરપોટા ઉત્પન્ન થય તેમ આ વિચારોમાથી પ્રશ્નો ઉત્પન્ન થાય છે. આ પ્રશ્નોની પણ એક ભૂમિકા છે. મોટા ભાગના માણસોને આ પ્રશ્નો ઉપસ્થિત જ થતા નથી.

પરિસંવાદમાં બીજાની જરૂર જ નથી સંવાદમાં સામા પાસેથી ઉત્તરની અપેક્ષા રખાય છે, પણ પરિસંવાદમાં આત્મા પોતાની પાસેથી જ ઉત્તર મેળવે છે. અદરથી જવાબ મેળવવા માટે અભ્યાસ કરવો પડે છે. મનની સ્થિરતાથી ચંચળતાનો અભાવ ઉત્પન્ન થાય છે, પછી ચિત્ત એક એવી ભૂમિકાએ પહોચે છે જ્યાં એને સહજ ઉત્તર મળે. કોઇ એને Inner voice–આત્માનો અવાજ કહે છે, પણ જ્ઞાની એને પરિસંવાદમાથી મળેલો પ્રત્યુત્તર કહે છે, ચિત્ત સ્વસ્થ બને છે ત્યારે અદરથી ઉત્તર મળે છે.

કેળના થંભ ઉપરથી એક પડ કાઢો તો અંદરથી કોમળ પડ નીકળે છે તેમ પરિસંવાદમા અંદરથી સૂક્ષ્મ ઉત્તર મળે છે.

માનવી પોતાના સ્વરૂપનો વિચાર કરે તો જ એને જ્ઞાન અને ભાન થાય. જેને જ્ઞાન અને ભાન નથી તે સામાન્ય જીવન જીવે છે, જે જીવન વિનાનુ જીવન છે.

વકતૃત્વકલાના વર્ગ આગળ એક પ્રસિદ્ધ વક્તાએ અસરકારક વકતૃત્વ કેમ કરવું તેના નિયમો સમજાવતાં કહ્યુ : "તમે જે વિષય પર પ્રવચન કરતા હો તેને અનુરૂપ અભિનય અને ભાવ એ બહુ મહત્વની વસ્તુ છે. દાખલા તરીકે તમે સ્વર્ગના સુખનું વર્ણન કરતા હો ત્યારે તમારો ચહેરો દેદિપ્યમાન હોવો જોઈએ અને તે સ્વર્ગીય સુખની સુરખીથી ચમકવો જોઈએ, તમારા નયનમા પ્રસન્નતાની જ્યોત હોવી જોઈએ. પણ તમારે જ્યારે નરકનુ વર્ણન કરવાનો સમય આવે ત્યારે તો રોજના આ ચાલુ ચહેરાથી ય કામ ચાલી શકશે !" આ વાક્ય સામાન્ય છે પણ એમાં કેવો કટાક્ષ છે.

લોકો એવુ જીવન જીવી રહ્યા છે કે એ લોકોને નરકનુ વર્ણન કરવા નવો ભાવ લાવવાની જરૂર નથી. માણસના જીવનનો વર્તમાનકાળ નિરાશામય છે. સંપત્તિવાળો પણ આનંદની સુરખી લઈને નથી આવતો માણસ વાત કરતો હોય કે વાચન કરતો હોય પણ અંદરથી જે સહજ આનંદની સુરખી, જે સહજ પ્રસન્નતા આવવી જોઇએ તે કેમ નથી આવતી? શુ સાધનોનો અભાવ છે? સાધનોવાળા પણ ચિત્તની સહજ અવસ્થાનો અનુભવ નથી કરી શકતા, કારણકે માણસના જીવનમાં આત્મજ્ઞાનનો અભાવ છે, અને તેથી જાણે એ મૃત જીવન જીવે છે, જીવનમા જ મૃત્યુનો અનુભવ

સામાયિક એટલે સમતામાં આવવું, શાંતિમાં સ્થિર થવું. શાંતિનો અનુભવ થાય પછી મઝા કોઈ ઓર આવે. પણ એનો અનુભવ થવો જોઈએ.

ઘણા કાળથી બોલ બોલ કરવાની અને લોકોને મળવાની જીવને ટેવ પડી ગઈ છે.

એક ફિલૉસોફરે જિંદગીની વ્યાખ્યા આપી, "Save the words"–શબ્દો બચાવો. ઓછા શબ્દ બોલીએ તો ઓછા ફસાઈએ. જિંદગીને બોલી બોલીને વધારે ગૂંચવણમાં નાંખીએ છીએ. જન્મ્યો ત્યારે એકલો હતો, તો બંધાયો કેમ? બોલી બોલીને જ ને? એમાંથી પાછા કેમ વળવું! તે માટે તો મૌન છે. આખો દિવસ ન થાય તો પણ થોડી તો ટેવ પાડવી. એમાંથી શોધ કરવાનો, સત્યને ખોળવાનો સુઅવસર પ્રાપ્ત થાય છે.

પરિસંવાદ શું છે? સંસારની બધી વસ્તુઓને તટસ્થતાથી જોવી અને એકલતામાં અનંતતા અનુભવવી. "Peace is ever beautiful" શાંતિ સર્વદા સુંદર અને સુખકર છે. પણ તે માટે ટેવ પાડવી પડે. આ અનુભવ કરવા રોજ એકાદ સામાયિક કરો. ધીમે ધીમે સ્વભાવ પડી જાય તો સામાયિક સુખદ બની જાય.

જીવનમાં કોઈ વસ્તુ કઠણ લાગે તો તેના ઉપર સતત પ્રયત્ન કર્યા કરો. એકાંતમાં બેસશો તે ગમશે નહિ પણ ટેવ પાડવાની જરૂર છે. ખરાબ ટેવો સામે સારી ટેવો મૂકવાની છે. જેમ પાણી પંપથી ઉપર ચઢે તેમ સાધનના શ્રમથી જીવન ઉન્નત બને છે. લોકો એમ માનીને બેઠા છે

કે અમારે જે કરવાનું છે તે ભગવાન કરશે, મહારાજ કરશે, અવતારી પુરુષ કરશે

કહે છે કે તુકારામને લેવા સ્વર્ગમાથી વિમાન આવ્યું હતુ. એ Symbolic idea (રૂપક) છે. શ્રેષ્ઠ જીવનનું વર્ણન કરવાની આ એક પૌરાણિક રીત છે. માણસનું જીવન એટલું સરસ બને કે એને સત્કારવા માટે પૃથ્વીના રથ નહિ પણ દેવલોકનાં વિમાન આવે! એટલી ઉચ્ચ કરણી કરો કે સ્વર્ગને સ્પર્શે. એનો અર્થ એ નથી કે પ્રયત્ન ન કરો છતાં ય તમે તરી જાઓ! મહેનત તો કરવી જ પડે સાચાને મદદ મળે છે, ખોટાને નહિ હૃદયથી સાચા બનવાનુ છે બહારથી ખરાબ દેખાઓ એનો વાધો નથી પણ સુખના સૌન્દર્યની અનુભૂતિ કરવા અદરથી પણ સારા થવાનુ છે.

ભગવાને કહ્યું કે ઉપવાસ કરવા સહેલા છે પણ ધ્યાન ધરવુ કઠણ છે. શરીરને તકલીફ આપવી સહેલી છે પણ મનને કેન્દ્રિત કરવુ કપરું છે

સ્વાધ્યાય, ચિતન, ધ્યાન શેનાથી થાય? મન પલાંઠી વાળીને બેસે ત્યારે થાય. કોઈએ કહ્યુ કે જૈન ધર્મ માત્ર તપ ઉપર ભાર આપે છે પણ એ અર્ધસત્ય છે. ખરુ તપ તો ધ્યાનથી શરૂ થાય છે. તપના કેટલા પ્રકાર છે? સ્વાધ્યાય અને ધ્યાન એ તપ છે. આ તપની પરાકાષ્ઠા એ છે કે એમાં શરીર પણ ભુલાઈ જાય, એકાગ્રતા સહજ બની જાય! ભગવાન મહાવીરની સાધનામાં બાહ્ય તપ એ તો સ્વાધ્યાય અને ધ્યાનરૂપી અભ્યતર તપનુ પગથિયુ છે. સ્વાધ્યાય અને ધ્યાન માટે જ તો સામાયિક છે.

સામાયિકમાં બેસો એટલે મન જરા શાંત થાય. જે

વસ્તુને તરંગોએ છુપાવી છે એ નિસ્તરંગ અવસ્થામાં દેખાય. સામાયિકમા બેસો છો ત્યારે થાય છે કે આ સામાયિક કોણ કરે છે? શરીર બેઠેલું છે પણ મન તો ક્યાંય ભમે છે!

એક ભાઇએ પ્રશ્ન કર્યો કે સામાયિક કરવાથી, માળા ફેરવવાથી શુ ફાયદો? કારણકે ચિત્ત તો ભમ્યા જ કરે છે. મેં કહ્યું કે આજ સુધી ચિત્ત ભમે છે એનો ખ્યાલ નહોતો. હવે સામાયિક કરવા બેઠા એટલે ખબર પડી કે ચિત્ત ભમે છે.

અત્યાર સુધી રોગ હતો એ ખબર નહોતી. હવે ખબર પડી કે રોગ છે. રોગની જાણ થઈ એ મોટામાં મોટો ફાયદો છે.

જે લોકો માળા ગણતા નથી, ધ્યાન ધરતા નથી, એમને માટે 'મારું મન ભમે છે,' એ વિચાર કરવાનો અવકાશ પણ કયાં છે? પણ જે કરે છે તેને હવે ખબર પડી કે મન ભમે છે. Something is wrong- કાઇક ખોટુ છે, કાઇક માંદગી છે મનની આ માંદગીનુ જ્ઞાન થયું એજ સામાયિકનુ ફળ છે.

જેટલા ધંધા વધારે એટલી જ ચિન્તા વધારે. જેટલા મગજના ખાના એટલી તરંગની ચાવીઓ. ચાવીઓ બહુ તો મૂઝવણ બહુ. એ મૂઝવણ ઓછી કરવા ખાનાં ઓછા કરવાના છે. મન કયા દોડે છે? ખાના હોય ત્યાં દોડે. વસ્તુ વિના વિચાર ન આવે તમને એવો વિચાર કદી આવે કે સસલાનાં શિંગડા કેવા છે! નહિ જ આવે. કારણકે જે દુનિયા ઉપર અસ્તિત્વ ધરાવે છે અને જેની સાથે મન જોડાયેલું છે એ જ ધ્યાન અવસ્થામા પણ આવ્યા કરતું હોય છે અંદરના પરમતત્ત્વને ઢાંકનાર આ તરંગો છે અને ઉઘાડનાર નિસ્તરંગ અવસ્થા છે. ધ્યાનથી એ જોવાનુ કે

અંદર તરંગો કેમ ઊભા થયા? એ તરંગો આપણા મૂળ સ્વરૂપને કેમ આવૃત કરે છે? ધર્મક્રિયા કરતી વખતે નકામો વિચાર આવે તો ધર્મક્રિયા ન છોડો પણ જે કારણથી એ વિચાર આવ્યો તે કારણને દૂર કરો.

જડનુ આવરણ ઘણુ જ સ્થૂળ છે. એ આત્માની સૂક્ષ્મ સમજને આવરી લે છે. સારામાં સારા ધર્માચાર્યો પણ હું કોણ તે ભૂલી ગયા છે હું કોણ? આ નામ દઇને બોલાવે છે તે? તમે રહો છો એ મકાનના માલિક તે? ડિગ્રીઓથી ઓળખાવે છે તે? એ તો બધો ભાર છે, ઉપાધિ છે. જે ડાહ્યો છે તે આત્મા ઉપર આ બધો ભાર નહિ વધારે. નામને ઓછું કરવાનુ છે.

આજે બધા નામ વધારવા બેઠા છે. એક ભાઇને નામ દઈને ન બોલાવ્યો તો એને ઓછું લાગ્યુ. તે પછી ડિગ્રી, ઇલ્કાબ અને પદવી જોઇએ આપણી બધી રમણતા દેહપ્રધાન છે, ભૌતિક છે. ભૌતિકતા તો અનંતકાળથી છે પણ એથી આત્માનો શો ઉદ્ધાર થયો? આધ્યાત્મિકતા પ્રગટે તો જ ઉદય થાય.

પ્રભુનું શરણુ લઈને કહો કે દરેક જીવ કર્મને લીધે મારી સાથે જોડાયેલો છે, કર્મ લઇને આવ્યો છે. એમનું સારું થાય કે ખરાબ થાય એમા હુ તો માત્ર નિમિત્ત જ છુ તકદીર નહિ હોય તો આપેલું ચાલ્યું જાય અને તકદીર હોય તો ન આપ્યું હોય છતાં મળી જાય. નિમિત્ત માત્ર રહો, ઉપાધિઓનો ભાર ન લો.

ગાડામા બેઠેલો પોટલું માથે મૂકે અને માને કે મે બળદનો ભાર ઓછો કર્યો છે! આ જ રીતે ગામનો આધાર

બનીને કોઈ કહે કે તારો ઉદ્ધાર હું કરીશ. એક બાજુ કહે કે હું અશરણુ છું અને બીજી બાજુ લે કે નો આધાર બનવા માગે છે. તને તારો જ આધાર નથી તો બીજાનો આધાર કેમ બનીશ ? લાકડું પોતે સડી ગયુ હોય તો બીજાનો ટેકો કેમ બની શકે ? ગાડામા બેસીને ભાર નીચે મૂકવાને બદલે માથા ઉપર મૂકે તો તુ હળવો થવાને બદલે ભારે થઈશ.

લોકો અહમ્‌નો ભાર લઈને બેઠા છે. જે ઘડીએ આ ભાર ફેંકી દે તે જ ક્ષણે નિશ્ચિંત. કોઈ તમને કહે કે તમે મારા આધાર છો તો કહો કે સહુનો આધાર ભગવાન છે, હું તો ફક્ત નિમિત્ત છું તારી તરસ પાણીથી છીપવાની છે હુ તો માત્ર પ્યાલો ધરીશ તરસ પ્યાલો નથી છિપાવતો, તરસ તો પાણીથી છિપાવાય છે તમે સરસ નિમિત્ત બની શકો પછી માથા ઉપર કોઈ બોજો નહિ. આ રીતે અહમ્‌ના ભારથી હળવા થાઓ

તમે તમારી જાતને પૂછો કે મને જન્મ્યાને કેટલા વર્ષ થયાં ? મેં શું કર્યું ? દુનિયામા પ્રેમ અને મૈત્રીની હવા કેટલી ફેલાવી ? ભલાઈના કામ કેટલા કર્યા ? મારુ જીવન ગ્રંથિ વગરનુ છે ખરુ ? મનમા ગાંઠ હશે તો નહિ ચાલે. ગાંઠવાળા દોરાની ગાંઠ ભલે દૂરથી ન દેખાય પણ મૃત્યુરૂપી સોયમા દોરાને પસાર થતી વખતે ગાંઠો હશે તો અટકવું પડશે. વેર અને બૂરાઈ કદાચ જગતમા ચમકતાં પણ દેખાય પણ મુક્તિરૂપી સોયના દ્વારે તો એને અટકવું જ પડશે.

હું આત્મા છુ એનો અનુભવ થવો જોઈએ. કાચમા શરીર દેખાય છે પણ તેની પાછળ આત્મા દેખાય તો સમજવુ કે પહેલુ પગથિયુ ચઢ્યા.

કાચમાં આંખ, નાક, કાન વગેરે દેખાય, કાળો છે કે ધોળો છે એ બધું દેખાય પણ બીજું કઈ દેખાય છે? કહો કે, ગમાર! આ તો તારો રંગ છે તુ કેવો છે એ કહેને? તું તો રંગ વગરનો છે.

આત્મા નિરજન છે, રંગ રહિત છે. કાળો, ધોળો, પીળો એ બધા રગ દેહના છે એ રંગની પાછળ નિરજન બેઠેલો છે. રંગની મહત્તા નિરજનને લીધે છે. એ નિરજન નીકળી ગયો પછી ગમે તેવી સૌંદર્યવતી આકૃતિ હોય પણ તેની કશી કિંમત નથી રગ વગરનો આ રગ છે!

જે લોકો આ શરીરને સલામ ભરતા હોય, આ શરીરને સૂતા માટેની પથારીની પણ કાળજી કરતા હોય એ જ સ્વજનો આ નિરજન નીકળી જતા આ શરીરને લાકડામાં મૂકતાં વાર નહિ લગાડે.

આ વાત કાચમાં મોઢું જોતાં વિચારી શકો તો ધર્મનુ પહેલું પગથિયુ ચઢ્યા છો એમ સમજજો. ધર્મ શુ છે? મદિર ગયા, સામાયિક કર્યું એ જ શુ ધર્મ છે? એ બધુ છે, પણ કોને માટે છે? મૂળ વરરાજા કોણ? લોકો જાનને જમાડતા નથી પણ જાનની વચ્ચે બેસનારા વરરાજાના સગપણે જાનૈયાઓનુ સગપણ ઊભું થયુ છે.

આપણી બધી પ્રવૃત્તિઓ, સબધો, નામ, સ્થાન કોને લીધે છે? આપણુને દેખાય છે તે દેખાય છે પણ દેખાવુ જોઈએ તે નથી દેખાતુ શરીર દેખાય છે પણ અરૂપી આત્મા દેખાતો નથી જે દેખતો નથી તે જ્યારે દેખાય તેનું નામ સમ્યકત્વ. જે દેખાતું નથી તેના ઉપર આ બધુ દેખાતુ ઊભુ છે.

મકાનનો પાયો દેખાય નહિ પણ આ મકાન પાયા ઉપર ઉભુ છે. સંસારમા પાયો કોણ છે? આત્મા છે. આપણને આત્માનો વિચાર નથી આવતો. ચોવીસે કલાક જે દેખાય છે તેના વિચાર આવે છે પણ જે નથી દેખાતું તેનો વિચાર કલાક માટે પણ નથી આવતો.

સ્વાધ્યાય એટલે શુ? સ્વનો અભ્યાસ કરવો તે આ વિચાર નહિ કર્યો હોય તો આ બધા વિચાર ધૂળ બરાબર છે.

અહીં સહુ ભલે વાહવાહ કરે પણ આત્મા માટે થોડુ પણ નહિ કર્યું હોય તો અહીંથી ગયો એટલે પત્તાનો મહેલ બેસી જશે. વૈભવ, સંપત્તિ એ બધું પોતાના પુદ્ગળમાંથી ઊભી કરેલી બાજી છે નીચેનું પાનુ ખસી ગયું, આત્મા ગયો—એટલે આખો મહેલ નીચે આવવાનો.

એટલે જ ચિંતકો કહે છે કે તુ થોડીકવાર બેસીને તારો વિચાર કર. તે જે મહેલ ઊભો કર્યો એમા તારી અવસ્થા શી છે?

આ જાગૃતિ ભરત ચક્રવર્તીને આવી, સ્નાન કરીને મહેલના દર્પણખંડમા આવ્યા. આદર્શની સામે ઊભા ઊભા વિચારે છે. એમને થયુ કે હુ કોણ છુ? આ બધુ કોને માટે? હું ક્યાં છુ? વિચાર કરતા કરતા પોતાનામાં ડૂબકી મારી તો નિરંજન અવસ્થામાં આવ્યા.

પરિસંવાદમા આ વિચારણા ઉત્પન્ન થાય છે. જ્યારે વિચારણા ઉત્પન્ન થાય ત્યારે જ રસ્તો જડે. જ્યાં સુધી વલોણું થાય નહિ ત્યા સુધી માખણ મળે નહિ વલોણામાં

વલોવાવું પડે, હાથ ચીકણા પણ થાય તો માખણ મળે. જેમ જેમ વિચાર કરતા જાઓ, જેમ જેમ મથન કરતા જાઓ, તેમ તેમ તમારા સ્વરૂપનુ તમને દર્શન થશે.

શાસ્ત્રો કહે છે કે તુ આનદમય છો. પણ માણસને લાગે છે કે હું આજે દુઃખમય છુ. આ વિરોધનુ મૂળ શોધો, કારણ કે આત્માને જડની સાથે ભાગીદારી થઈ છે અને ભાગીદારનું દુઃખ એનું દુઃખ થઈ ગયું છે ભાગીદારનું દેવુ સુણીને દેવું પડે છે, તેમ આત્માને જડના કારણે, જડની ભાગીદારીને કારણે પોતાનો આનદ વેચી કાઢવો પડે છે.

મરે છે કોણ ? શરીર મરે છે, આત્મા નથી મરતો. જીવ મરતો નથી પણ નબળો ભાગીદાર મરે તો સબળા ઉપર અસર થાય. આત્માએ દેહનો, કર્મનો સમાગમ કર્યો. આ કર્મના સમાગમના કારણે આ જીવ ઘડીએ ઘડીએ દુ.ખી થાય છે, સ સારમા પરિભ્રમણ કરે છે આ ભાગીદારી કરવાથી આત્મા મુક્ત હોવા છતાં મરે છે, શોક કરે છે એ પરિભ્રમણ મટાવવું હોય તો એ ભાગીદારી ધીમે ધીમે ઓછી કરવી જોઇએ.

એ કેમ થાય ? એ તો જ થાય જો તમે ચારિત્ર્યનો માર્ગ, તપનો માર્ગ સ્વીકારો આ બધા માર્ગ દેહની ભાગીદારી ઓછી કરવા માટે છે. દેહના કારણે જીવ નીચે ઊતરી જાય છે.

મોગલોના છેલ્લામા છેલ્લા બાદશાહ અહમદશાહની પડતી થઇ. પૌદ્ગલિક જાહોજલાલી એકસરખી રહેતી નથી. જ્ઞાનીઓએ કહ્યું કે એમ ન માનીશ કે તને રાખતાં આવડે છે એટલે રહ્યુ છે અને રહેવાનુ. પુણ્ય પરવારી જશે તો

પૈસા પગ કરશે અને પછી તેને કોઈ રોકી નહિ શકે. બુદ્ધિશાળી માણસો સાત પેઢી સુધી ચાલે એટલો સંગ્રહ અને એની વ્યવસ્થા કરી જાય છતા પણ બીજી પેઢી સુધી એ ન પહોચે. અહમદશાહની એવી જ અવસ્થા થઇ સૈનિકોનું, નોકરોનુ દેવું વધી ગયુ. ચૂકવી ન શક્યો અને અધરાતે જેમ ચોર ભાગે તેમ દિલ્હી છોડીને એ ભાગ્યો, પણ એના સૈનિકો એને છોડે એમ નહોતા. અહમદશાહને પકડ્યો અને પિંજરામાં પૂર્યો. જેલમાં ફેંકાઈ ગયો, ખૂબ હેરાન થયો પુદ્ગળ શુ હેરાન કરે છે! પૂરુ ખાવાનુ કે પીવાનું મળે નહિ ઉનાળાનો દિવસ છે, જેલમાં બેઠો છે, ખૂબ તરસ લાગી છે, પાણી પાણી કરે છે. એક સૈનિક પાસે પાણી માગ્યુ, કહ્યુ કે અલ્લાહની ખાતર પાણી આપ. જે ભીંતોએ ભીખ માગતો આ અવાજ સાભળ્યો હશે તેને પણ આંસુ કેમ નહિ આવ્યા હોય? હીરા–પન્ના પહેરનારો પાણી વગર તરફડે! સૈનિકને દયા આવી. ઠીકરામા પાણી આપ્યુ. કહે કે વાસણમા કોણ આપે! તુ મુસલમાન છે. દિલ્હીનો બાદશાહ પાણી પીએ છે ફરીથી નહિ મળે એમ માનીને ફરી ફરીને પીએ છે. માણસ કેટલો બધો નીચે ફેંકાઈ જાય છે! ત્યારે તો પેલા કોહીનૂરને પણ થયુ હશે કે પછો કોલસો થઈ જાઉં! મુગટ પહેરનારો ઠીકરામાં પાણી પીએ! માણસની, સમ્રાટની આવી અધમ અવહેલના! સમૃદ્ધિનો પડછાયો માણસને જ બદલી નાખે.

પુદ્ગળની આ અવસ્થા બતાવી ચિંતકોએ કહ્યું કે આત્મા પુદ્ગળના સંગે કોઈવાર ધનવાન બને, કોઈવાર નિર્ધન બને; કોઈવાર સુખી બને, કોઈવાર દુઃખી બને. વિચારકને થાય કે આ પુદ્ગળ મને ગમે ત્યારે અને ગમે

તેમ નચાવે છે તો તેનાથી હવે નથી નાચવું. જે વસ્તુ મને નચાવે તેને હુ નચાવુ.

આત્માને મરવાનુ નથી, જન્મ–મરણ નથી, દુઃખ નથી પણ પુદ્ગળની ભાગીદારીને લીધે આત્મા હીન અને દીન બની જાય છે.

બધા આત્મા સરખા હોવા છતાં એક મોટો અને બીજો નાનો એમ ભેદ પડે છે તે શાને લીધે? પુદ્ગળને લીધેજ ને! કોઇકની પાસેથી મેળવવાનુ છે, જરૂરિયાત છે, એટલા માટે આપણે મન એ મોટો છે.

માના એક વચને શાલિભદ્રને જગાડયો રાજા શ્રેણિક મળવા ગયા ત્યારે ગોભદ્રમાતાએ ઉપર જઇ શાલિભદ્રને કહ્યુ, "આપણો ધણી આવ્યો છે." શાલિભદ્રે પૂછ્યું. "ધણી કોણ?" તો માએ કહ્યુ કે "શ્રેણિક ગામધણી છે. ધારે તો આપણને ન્યાલ કરે અને ધરે તો આપણને લૂટી લે." શાલિભદ્રને થયુ કે આ દેહ છે તો ધણી છે. માટે આ દેહ જ ન જોઇએ મારે દાસ નથી બનવુ, મને ધણીપણુ નહિ જોઇએ માને એણે પૂછ્યુ : "મા, જેમ એ આપણો ધણી છે તેમ ભગવાન મહાવીરને ધણી ખરો?" માએ કહ્યું: "ભગવાનને ધણી કેવો!" શાલિભદ્રને થયુ કે ભગવાન મનુષ્ય અને આપણે ય મનુષ્ય. ભગવાનની પાસે કાઇ જ નહિ અને મારી પાસે આટલુ બધુ સંપત્તિનુ સુખ હોવા છતા મારે મથે ધણી! જે ભગવાનના માર્ગે જાય તેને કેઇ ધણી નહિ તો હુ ય તે માર્ગે શાને ન જાઉ? વૈભવ છોડી એ દીક્ષા લેવા નીકળ્યા!

જે લોકોએ આવું ખમીર બતાવી ત્યાગ કર્યો એ

અમીર બની ગયા. કપડાંથી કરેલો ત્યાગ લાંબો નથી ચાલતો. છ મહિને રંગ ઊતરી જાય છે. ત્યાગનો રંગ ક્યારે ટકે? અંદરથી આવે ત્યારે. હળદરમાં રંગેલા પીળા કપડાં ન ભીંજવો અને તડકે ન ફરો ત્યાં સુધી રંગ રહે; પણ જેવા તડકે ફરો કે રંગ ઊતરી જાય. ઘરે કજિયા થાય, અનુકૂળતા ન હોય અને પ્રતિકૂળતાને લીધે દીક્ષા લઈ નીકળી પડે એ હળદરિયો રંગ કહેવાય. મનમાં વૈરાગ્ય નથી આવ્યો, જીવનમાં મુશીબત આવી છે

ત્યાગ વૈરાગ્યથી આવે છે. વૈરાગ્ય ક્યારે આવે? જ્ઞાનથી. પુદ્ગળની અસારતા સમજાય, પુદ્ગળને લીધે મારે ભટકવું પડે છે, તો એ હવે ઓછું કેમ થાય એ વિચારણા જાગે ત્યારે વૈરાગ્ય આવે.

પુદ્ગળના સંગના પરિણામે બધી અવદશાઓ ઊભી થાય છે, અંદરનું સ્વામીત્વ દબાઈ જાય છે અને દાસપણું ઉપર આવે છે કર્મબંધન વસ્તુમાં નથી પણ આસક્તિમાં છે. વર્ષોની સાધના પછી, વર્ષોના ચારિત્ર્ય પછી, વર્ષોના અભ્યાસ પછી એ તટસ્થતા આવે છે અનુકૂલ હો કે પ્રતિકૂલ હો પણ દરેક પ્રસંગે ચિત્તમાં સમતા રાખવી એ કંઈ ભાષણોથી કે વાતોથી ન થાય. શઠના પ્રત્યે શઠના કરવી એ સંસારનું કામ છે. શઠના પ્રત્યે પણ સૌજન્ય દાખવવું એ સાધુતાનું કામ છે. આ સમતા એટલે સાધુતા.

આત્મા અમર હોવા છતાં વારંવાર મોતના વિચાર આવે છે. માણસને થાય છે કે અણધાર્યું મોત આવી જાય તો શું થાય? ચિંતા થાય છે ને? જે વસ્તુ બનવાની છે એને ભ્રમે એવી બનાવી છે કે જાણે બનવાની નથી. આનું

નામ માયા મૃત્યુ એ દેહ માટે એક હકીકત છે. દેહ મરવાનો છે, હું મરવાનો નથી. હું તો ક્યાંક જઈને રહેવાનો છુ.

આપણા સ્વાધ્યાયમાં આવતા એક ભાઈએ હમણા પિતાનુ છત્ર ગુમાવ્યું એ ભાઈ મને મળવા આવ્યા ત્યારે એમણે એક પ્રશ્ન કર્યો, "મને સમજાતુ નથી કે માણસ મરવાનો છે એમ જાણવા છતાં હું મરવાનો જ નથી એમ સમજીને ચોવીસે કલાક પ્રવૃત્તિઓ શા માટે કરે છે? મેં પિતાને ગુમાવ્યા થોડા વખત પહેલા માને ગુમાવ્યા. તેમ છતાં પણ આ શોકનો આચકો માત્ર ઘડીભર લાગી ગયો જેમ ઘોડો ચણા ખાતો હોય અને વચમાં કાકરો આવે તો ખાતા ખાતાં એકદમ મોઢુ ઊંચુ કરે, જરા ઘડીભર અટકી જાય, પણ પાછો એ કાંકરો પેટમા ઊતરી જાય એટલે એ ચણાને તબિયતથી ચાવતો જ હોય છે. એવી આ સસારીઓની અવસ્થા છે. જ્યારે કોઈક બનાવ બને, કોઈકનુ મૃત્યુ આવે ત્યારે ઘડીભર વૈરાગ્યનો રગ લાગી જાય છે, જેમ ચણામાં પેલો કાંકરો આવે તેમ પણ પાછો એ કાકરો આગળ ધકેલાઈ જતા માણસ હતો તેવો ને તેવો કેમ થઈ જાય છે? તો આવુ કેમ બને છે? પિતા ગયા છે એટલે મૃત્યુના વિચાર આવે છે પણ પદર દિવસ વીતી ગયા તો ધીમે ધીમે એ મૃત્યુનો શોક ઓછો થતો ગયો. જે દહાડે પિતાજી મરી ગયા ત્યારે એમ થઈ ગયું કે અમારે પણ જવાનું છે; તો આ બધુ શા માટે? એ દિવસે એટલો વૈરાગ્ય આવ્યો પણ પંદર દિવસમા એ વૈરાગ્ય ઓછો કેમ થઈ ગયો? અને મને લાગે છે કે બેચાર મહિનામા તો મૃત્યુનો વિચાર પણ ભુલાઈ જશે તો મારે જાણવુ છે કે માણસ મરે છે, મરતાને જુએ છે. મરેલાને વળાવે છે, બાળે છે. દાટે છે, દફનાવે છે અને એનુ શ્રાદ્ધ પણ કરે છે અને તેમ છતા પણ પોતે એમ કેમ નથી

માનતો કે હુ મરવાનો છુ, અને મરવાનો છુ એમ જો માનતો હોય તો એનું જીવન કેટલું સારુ બની જાય."

મે આ ભાઈને કહ્યુ કે ભાઈ! આ આત્માને મરવાનો વિચાર આવવાનો જ નથી. આ વિચાર નથી આવતો એમાં એક પરમ સત્ય રહેલુ છે. એનું કારણ એ છે કે જે મરે છે અને જે નથી મરતો એવા બે જણા આ શરીરમાં ભેગા થયા છે. મરે છે એવો એક છે અને નથી મરતો એવો બીજો છે. અને એ બન્નેની partnership ભાગીદારી ચાલી રહી છે. મરનારો કોણ? આ દેહ અને ન મરનારો કોણ? આ આત્મા. એટલે આત્મા આછું આછું પણ, અપ્રત્યક્ષ રીતે પણ, એ પોતે જાણે છે કે હું મરવાનો નથી. જે મરે છે એ કોણ મરે છે? આ દેહ મરે છે. અને આ દેહના મૃત્યુની સાથે આત્માનુ અમરત્વપણુ તો રહેલુ છે; પણ એનુ સ્પષ્ટ જ્ઞાન કર્મને લીધે, વાસનાઓને લીધે, વૃત્તિઓને લીધે, આપણને નથી થતુ. એટલે ઘડીભર માટે આપણે ફફડી જઈએ છીએ, અને મૃત્યુનો ભય લાગી જાય છે. પણ જો ખરેખરું જ્ઞાન થઈ જાય. જો સાચેસાચો અનુભવ થઈ જાય તો કોઈ માણસ મરી જાય, જુદો થાય તે વખતે પણ તમને એમજ થાય કે મરનાર મરે છે, નથી મરનાર નથી મરતો મરનાર આ દેહ છે, આત્મા મરતો નથી એટલે તમને જે મૃત્યુનો વિચાર આવ્યો એ મૃત્યુનો વિચાર આત્મા માટે ન આવવો જોઈએ. જે મૃત્યુનો વિચાર આવે છે એ દેહને માટે આવે છે

આ અનુભવ આનંદઘનજીને થયો અને એમણે ગાયું:
"દેહ વિનાશી, હમ અવિનાશી, અપની ગતિ પકડેગે"
જ્યારે અમારી partnership-ભાગીદારી જુદી થશે ત્યારે અમે બન્ને જુદા પડી જવાના. 'દેહ વિનાશી' આ શરીર અહીં

રહેવાનુ. સગાવહાલા લઈ જવાના, ગોઠવવાના, બાળવાના. 'હમ અવિનાશી' હુ મરવાનો નથી આ જે આત્માનુ અવિનાશીપણું છે એનુ જો ભાન થાય, એનુ જો જ્ઞાન થાય તો ચોવીસે કલાક આ જીવ શરીરની મમતામા, ધનની ચિંતામા, પ્રતિષ્ઠાના મોહમા અને મારાપણાના અજ્ઞાનમા મૂઝાઈને જે સહન કરી રહ્યો છે એ સહન કરવામાથી મુક્ત થઈ જાય છે.

દક્ષિણ અમેરિકામાં ચીલી નામનો પ્રદેશ છે એમા ઘણીવાર ધરતીકપ થાય છે. આથી ત્યાના લોકોએ નક્કી કર્યું કે આપણે ઊચા મકાનો બાધવાં નહિ. જો મકાનો મોટાં બાધીશું તો એ જ આપણા મૃત્યુનુ કારણ બનવાના એટલે ચીલી પ્રદેશના માણસો પાયા ઊડા ઓછા નાખે અને મકાન ઓછાં ઊચા બાધે કે એના ભારથી માણસો દબાઇને મરી ન જાય. એ જાણે છે કે ગમે તે ઘડીએ ધરતીકપ થાય, ગમે તે ઘડીએ આંચકો આવે અને આપણને બહાર નીકળવુ પડે.

આત્માના અમરત્વનો અપરોક્ષ અનુભવ જેને થાય છે તે સસારમા રાગ દ્વેષના ઊંડા પાયા ન નાખે. એ તો ચીલી પ્રદેશમા વસતા માણસોની જેમ આ દેહમાં અપ્રમત્તપણે વસે.

તમે જુઓ છો ને આ બધું કેટલુ ચચળ છે? ચીલીમા તો અમુક સમયે ધરતીકપ થાય પણ આ માનવ જીવનમાં તો કઈ ઘડીએ કંપ થવાનો છે એની પોતાને ખબર નથી. સાંજે સૂતેલો માણસ સવારે ઊઠ્યો જ નહિ એવું આપણે છાપામાં કયા નથી વાચતા? અમુક ઠેકાણે ગયેલા માણસ પાછા આવ્યા જ નહિ એવું પણ આપણે સાંભળીએ છીએ.

એટલે આ સંસાર ચોલી પ્રદેશ જેવો છે. કઈ ઘડીએ ક્યાં બનાવ બની જાય એની ખબર નથી

તો આ આત્મારૂપી રહેવાસીએ શુ કરવું ? ચોલીના માણસો બે કામ કરે છે, પાયો ઊંડો નહિ અને દીવાલ તોતિંગ નહિ. એમ આ સંસારમાં આપણે પણ રાગદ્વેષના પાયા ઊંડા નહિ નાખવા અને મોહની દીવાલો ઊંચી નહિ ચણવી આ બે વસ્તુ બહુ સાવધાનીથી કરવાની છે. લોકોએ પાયા બહુ ઊંડા નાખ્યા છે. મારા-તારાના ઝગડા ઊભા કર્યાં. પહેલાં તો ઝગડા જર, જમીન અને જોરુ માટે કરતા. હવે તો ભાષાને માટે, પંથને માટે, સંપ્રદાયને માટે, એમ જ્યાં જોવા જાઓ ત્યાં ઝગડા થવા લાગ્યા છે. જે તરવાનું સાધન છે, જેનાથી કલ્યાણ થવાનુ છે, જે કરવાથી આપણા આત્માના રાગદ્વેષ ઓછા થવાના છે એના નામે જ ઝગડા! અમૃતને જ ઝેર બનાવવું છે!

આ જાણી માનવીએ એટલુ તો સાવધાન રહેવું જ જોઇએ કે મારા પાયા ઊંડા ન નંખાય, કોઇની સાથે તીવ્ર મનદુઃખ ન થાય ઘડીભર કદી મનદુઃખ થઈ ગયુ તો સાંજ થાય તે પહેલા તો એના ચોપડા ચોખ્ખા શી ખબર આવતી કાલનુ પ્રભાત જોવાનો વારો આવશે કે નહિ આવે ? કદાચ તમને જોવાનો વારો આવે અને મને જોવાનો વારો ન આવે. આપણા બેમાંથી એક જો દુનિયામાંથી ચાલ્યો જાય અને આપણે ચોપડો ચોખ્ખો કર્યાં વિના એમ ને એમ ચાલ્યા જઇએ તો બીજા જન્મમા આપણે દેવું દેવા જવું પડે.

આ જ્ઞાનદશા આવે, આ અપરોક્ષાનુભવ થાય તો આ કાયા, આ શરીર, આ ધન, જે બીજાને માટે જગતમાં

ઊંડા પાયા નાખવાનું કારણ બને છે એ ઉઠ્ઠયનનું કારણ બની જાય છે. આ જગતમા જેટલા દિવસો રહીએ, જેટલા મહિનાઓ રહીએ, જેટલા વર્ષો રહીએ એમાં આપણો પાયો અજાણતાં પણ ઊંડો ન નખાઈ જાય તે માટે જાગ્રત રહેવું. ભૂલથી પણ પાયો જો ઊંડો નખઈ ગયો તો સમજી લેજો કે તમારે જ સહન કરવાનું છે. તોતિંગ દીવાલનું નુકસાન બીજા કોઇને થવાનુ નથી, તમને જ થશે. ધરતીકંપ થાય છે ત્યારે તોતિંગ દીવાલો બાંધનારની છાતી ઉપર જ એ ધસી પડે છે.

માણસ ખૂબ લોભ કરે, ખૂબ અહંકાર કરે, આ દુનિયાની ખૂબ ઉપાધિઓ ઊભી કરે તો એ જ ઉપાધિઓ નીચે જીવ પોતે જ દબાઈ જાય છે.

જેને આત્માના અમૃતત્ત્વનો અનુભવ નથી થયો તે મરુ મરુ નો જ વિચાર કરે છે અનુભવ થયા પછી થાય કે મરે છે કોણ? જેનો સ્વભાવ મરવાનો છે એ મરે છે. મરવાનો સ્વભાવ શરીરનો છે તો ભલે એ મરે. હુ કેમ મરું? જ્યા સુધી કર્મ છે ત્યા સુધી આ મરણ ચાલ્યા કરવાના કર્મની આસક્તિથી ભવ ચાલુ રહે છે. એવો કોઈ જ આનદ કે તહેવારનો દિવસ નથી જ્યારે સ્મશાનમા કોઇને અગ્નિદાહ દેવાતો ન હોય બધાને રજા હોય પણ સ્મશાન તો ચાલુ જ હોય છે. એ બતાવી આપે છે કે દેહને માટે મૃત્યુ અનિવાર્ય છે. આત્મા માટે તો આ મરણ એ માત્ર દેહનો પલટો છે પછી ગભગામણ શી? અફસોસ શો? દોરી સળગવા માંડે ત્યારે દોરીનો બીજો છેડો પણ સળગવાનો જ કારણ કે એ પણ દોરીનો એક ભાગ જ છે. આગ બીજે છેડે આવવાની જ છે. જે દિવસે જન્મ્યા તે દિવસે મરણ લાગુ

પડ્યું જ છે મરણ જન્મથી જુદું નથી. આ સમજણ જાગે પછી ગમે તે ઘડીએ મૃત્યુ આવે; વાંધો નથી. કારણ કે સ્લેટ ચોખ્ખી છે.

પરિસંવાદથી એવી આ અસીમ શ્રદ્ધા ઉત્પન્ન થાય કે હુ આત્મા છુ અને આત્મા વાસનાથી ઘેરાયેલો છે એટલે સસારમા સુખ અને દુઃખ છે. જો આત્મા વાસનાથી ઘેરાયેલો ન હોય તો દુઃખ છે જ નહિ. બીજો દુખ દઈ શકે છે કારણ કે આપણી વાસનાએ આપણને નબળા બનાવ્યા છે એટલે એનો એ લાભ છે.

શરીરમાં પ્રાણ પોષક તત્વો ઓછા થાય ત્યારે જ રોગની અસર થાય. પણ cells સબળ હોય તો ચેપ ન લાગે. ટી. બી ની હોસ્પિટલમાં બાળકોને નથી લઈ જવાતાં કારણકે ટી. બી ના જતુઓનો સામનો કરવા એમના શરીર તૈયાર નથી તેવી જ રીતે ઘરડાંઓને રોગનો ઝાપટો જલદી લાગે કારણ કે તેમના શરીર નબળાં હોય છે.

બીજા તને દુઃખ દેવામા નિમિત્ત બને છે કારણકે તારું પુણ્ય ઓછું છે. પુણ્યના cells બળવાન હોય તો એમની શું તાકાત છે કે તને તે કાઇ કરી શકે!

આપણું પુણ્ય પરવાર્યું હોય ત્યારે તો એક સામાન્ય માણસ પણ આપણને હેરાન કરી શકે છે. માણસ શું ઢેકુ પણ નિમિત્ત બને. ઢેકું વાગે, લોહી વહે અને માણસ મરી જાય. આ એક નિમિત્ત છે. પણ મૂળ તો જીવવાનું પુણ્ય પૂરું થયું, આયુષ્ય સમાપ્ત થયું.

ઘરમાં દીવો બળતો હોય, તેલ ખૂટયુ હોય ત્યાં બારણું ખૂલે, હવા આવે અને દીવો ઓલવાઈ જાય. કોઈ કહે· બારણું ખોલ્યુ એટલે ઓલવાયો, એમ નથી. દીવેલ ખૂટયું

હતું એટલે એ તો બળીબળીને પણ ખલાસ થઈ જ જવાનો હતો.

આપણે અંદરથી સબળ બનવાનુ છે. અંદરથી સબળ કેમ બનવુ ? જ્ઞાન અને ચારિત્ર્ય એ અંદરની તાકાત છે. કર્મ ખપે છે જ્ઞાનની આરાધનાથી અને શુદ્ધ ચારિત્ર્યથી.

નબળાં બનેલા તત્ત્વોને સબળાં કરવા માટે પાસપોર્ટ લેતાં પહેલાં ઇન્જેકશન આપે છે જેથી રોગ આવે ત્યારે સામનો કરી શકે.

દુઃખ આવે તે પહેલાં દુઃખને જાણી લો. પછી દુઃખ આવે તો અજાણ્યું નહિ લાગે. દુઃખ તો બેઠું જ છે. જ્યાં ઘર છે ત્યાં દુઃખ છે, મેદાનમાં દુઃખ નથી. માટે જ ભગવાન મહાવીરે કહ્યું છે કે મહેલ નથી જોઈતો, મેદાનમા જવું છે. જેલ મહેલમા છે, મસ્તી મેદાનમા છે. સરસમાં સરસ મહેલ હોય પણ તેને ખૂણો તો હશે જ. જ્યાં ખૂણો હોય ત્યાં દુઃખ જરૂર હોય. મેદાનમા ખૂણો નથી તો દુઃખ પણ નથી.

શાંતિ, સમતા અને જ્ઞાનદશાથી વિચાર કરીએ ત્યારે થાય છે કે જે લોકો સર્વ મમતાનો ત્યાગ કરી જંગલમાં બેઠા એ જેટલા સુખી હતા એના કરોડમા અંશે પણ અહીંનો કરોડપતિ સુખી નથી. જે બધું છોડી કરીને બેઠા એમને ચિંતા નથી

દુઃખ કયા છે ? દુઃખ મમતામા છે. મમતા નથી ત્યાં દુઃખ પણ નથી સમતામાં સુખ અને મમતામાં દુઃખ. જ્યાં વ્યક્તિ પ્રત્યે મમતા થઈ ત્યાં દુઃખ ઊભું થયું. એની વિચારણા થાય, એનામા મન રમ્યા કરે, પછી આધ્યાત્મિક પ્રગતિ ક્યાથી થાય ?

જેમ પતંગ દોરાથી બંધાયેલો છે એમ આ જીવ મમતાથી બધાયેલો છે. ગમે ત્યા જાય પણ મમતાનો દોરો એને પાછો નીચે લઈ આવે.

દુઃખ મમતાના ખૂણામાં છે.

ચક્રવર્તીઓએ જ્યારે રાજ્ય છોડી ચારિત્ર્ય લીધું હશે ત્યારે ચારિત્ર્યમાં એમને કેવી મીઠાશ દેખાણી હશે?

છોડવામાં મર્દાનગી છે. ભેગું કરવાનુ કામ તો ભિખારીઓ પણ કરે છે. પોતાના શ્રમથી મેળવેલું છોડવામાં ચક્રવર્તીનુ દિલ જોઈએ.

જે છોડી શકે છે એની મહત્તા મોટી છે. ચક્રવર્તીઓને લાગ્યુ કે દુઃખ મમતામાં છે. જેટલી મમતા એટલાં દુઃખ. કોઈ દુ:ખી હોય કે સુખી તેના પ્રત્યે બને એટલી શુભ ભાવના રાખવી, મમતા નહિ. શુભ ભાવનામાં સર્વનું ભલું થાઓ એવી ભાવના હોય. મમતામાં ચિંતા ઊભી થાય છે, દુઃખ બીજાનુ અને ઉપાધિ તમારી. ઉપાધિ કેમ આવી? મમત્વ પડેલું છે એટલે

ચક્રવર્તી છોડે ત્યારે ભોગોને તણખલુ જાણી છોડે. જે દુઃખ આપે, મગજમાં ઉપાધિ ઊભી કરે એ નકામું છે એમ જાણી છોડી દે છે.

જે વસ્તુ છોડવા બેઠા તેની કિંમત મગજમાં હોય તો ન છોડાય. જે છોડો તેની કિંમત ઓછી લાગે અને જેને માટે છોડો તેની કિંમત વધારે લાગે તો છોડી શકો; નહિતર જીવ છૂટે નહિ, છૂટી જાય તો પાછળથી બળતરા થાય. છ ખંડનું રાજ્ય તણખલા જેવું ગણી છોડ્યું એણે સમતાનુ

સિંહાસન મેળવ્યું. ચારિત્ર્યની મજા એ છે કે તમારામાં અંદરથી ખુમારી આવે, મસ્તી આવી જાય, ત્યાગ સહજ લાગે. પછી વસ્તુ સામે આવે પણ મૂર્ચ્છા ન જાગે. નિસ્પૃહીના જેટલાં કામ થાય એટલાં સ્પૃહાવાળાનાં ન થાય.

છોડો ત્યારે કહો કે તુચ્છને છોડયુ અને પરમને મેળવ્યું. અક્ષયસુખનું કારણ, પરમસુખનું કારણ ત્યાગધર્મ છે, ચારિત્ર્યધર્મ છે.

ચારિત્ર્ય અને જ્ઞાનથી આત્મામાં એવી શક્તિ ઉત્પન્ન થાય કે પાપ એને અડી પણ ન શકે. વિશ્વની કોઈ તાકાત એનાથી બળવાન નથી !

હું આત્મા છું. હુ જેમાં વસું છું એ દેહને દુઃખ આવે છે તેમાં કારણ દુઃખ આપનારાં નથી, પણ કર્મ છે. આ કર્મને ખલાસ કરવા છે. જેમ વાગેલો કાંટો ન નીકળે ત્યાં સુધી વેદના થાય તેમ કર્મ લાગ્યાં હોય ત્યાં સુધી એક અથવા બીજી રીતે દુઃખ આવ્યા કરે છે.

હું આત્મા છું એવી પ્રતીતિ થયા પછી પૂર્ણતા માટે બધી જ ક્રિયાઓ કરતાં આનંદ થાય છે.

એક બાઈ બોર્ડિંગના દોઢસો છોકરાઓ માટે રસોઇ બનાવે અને ઘેર જઇને પોતાના દીકરા માટે બનાવે. પેલા બોર્ડિંગના છોકરા સારા છે, દેખાવડા છે, ભણેલા છે પણ એમાં પોતાનાપણાની રુચિ નથી. એટલે એમને જમાડતાં મનમાં પ્રીતિ નહિ જાગે અને ગમે તેમ કરીને કામ પૂરું કરે છે. પણ પોતાનો પુત્ર સાવ સામાન્ય હોય તો પણ તેને જોઇને તેને પ્રીતિ થાય છે, ઉલ્લાસ જાગે છે કારણકે એ

પોતાનો પુત્ર છે એ જાતની એની સમજણ છે. ત્યાં દેખાવ કે ભણતર નહિ, પણ સંબધને સ્થાન છે. એ શ્રમિત હોય તો પણ દીકરા માટે કામ કરતાં તેને થાક નહિ લાગે.

આત્મા સમજાય પછી ધર્મક્રિયા કરવામાં જે રૂચિ જાગે તે સમ્યગ્ દર્શનનું પરિણામ છે. સમ્યગ્ દૃષ્ટિ આત્મા ક્રિયા નિશ્ચય અને વ્યવહાર સમન્વયાત્મક દૃષ્ટિથી એટલે કે સમ્યગ્ દૃષ્ટિથી કરે. બધી ક્રિયા કરે પણ ધાવમાતાની જેમ કરે. દેહને નવડાવે, ખવડાવે ત્યારે કહે · 'આત્મા તું આ દેહમાં છે એટલે આને નવડાવવો પડે છે, ખવડાવવો પડે છે. તુ ન હોય તો એને બાળવો જ રહે.'

અજ્ઞાનીને દેહને માટે મમતા છે. મમતા ત્યાં ભય. ભય અસંભવિત વસ્તુને સંભવિત બનાવે છે.

આત્મભાવ અને દેહભાવમાં શો ફરક છે? દેહભાવમાં અદરથી બીકણપણું પ્રગટે છે. હુ મરી જઇશ, મારું લૂંટાઈ જશે, મારુ શું થશે? આમ એ કલ્પનાથી અસભવિતને સભવિત કરી દે છે જે કાલે બનવાનુ નથી તે બનવાનું છે એમ માની આજે જ ઉપાધિ ઊભી કરે છે. જે વસ્તુ નથી તેને ભયથી બોલાવી લે છે.

જે માણસ બીકણ હોય, અધારાથી બીતો હોય તે અધારામાં બેઠો હોય તો વિચાર કરે કે અંદર કોઇ છે તો નહિ ને! અદર કંઇ નથી પણ 'કદાચ હોય' એવો વિચાર કરી તેને સભવિત બનાવે છે. જરાક પતરુ હાલે કે લાકડી પર પ્રકાશ પડે એટલે એને એ 'કઇક' સમજી ભયભીત બને છે. મોટાભાગના લોકો દેહભાવને લીધે ભયના વિચાર દ્વારા અસભવિતને સંભવિત કરે છે.

આત્મદશા આવી પછી કોઈ જાતનો ભય નહિ. સંભવિતને એ અસંભવિત કરે. કહે કે મારા આત્માને શું નુકસાન થવાનું છે? થાય તો દેહને થવાનુ છે. પછી એ કોઇથી ન ડરે. આત્માની શક્તિ અભય છે.

જેને ભય હોય તે સ્મશાનમાં ધ્યાન લગાવી કેમ બેસે? ભય હોય તેને તો રાતે ઘરમાં જતાં પણ બીક લાગે. દેહભાવ બીકણુ છે.

એક રાજાએ એકવાર સંન્યાસી બનવાનું જાહેર કર્યું. એ ગુરુની શોધમાં પડયા. ઘણા ય સન્યાસીઓએ વિચાર કર્યો કે આપણે એના ગુરુ બનીએ. આ આશામાં ઘણા સન્યાસીઓ આવ્યા અને કહેવા લાગ્યા: "અમે મોટા આશ્રમવાળા છીએ. તમને બધી જાતની સગવડ અમે આપી શકીશુ." રાજાને હસવુ આવ્યુ. એણે કહ્યુ: "હુ એને ગુરુ બનાવું જેના આશ્રમનુ આગણું લાબામાં લાંબુ હોય." પછી રાજા જોવા નીકળ્યો દરેકનુ આંગણુ પહેલાના સન્યાસીના આંગણાં કરતાં મોટુ હતુ. એક સંન્યાસી જે ચૂપ હતા એની પાસે ગયા તો ત્યાં આંગણુ જ નહિ.

પૂછ્યુ તો કહે. "જોતા નથી! આ ક્ષિતિજ એ જ તો મારા આશ્રમનુ આંગણું છે. ધરતી કો છેડો આભકી પિછોડી. આભને ઓઢુ છું અને ધરતીને બિછાવું છુ. ક્ષિતિજ પ્રતિ જ્યાં સુધી જઇ શકાય એ બધુ આશ્રમનું આંગણું જ ગણુ છુ."

કોઇ પણ વસ્તુને મર્યાદિત કરીએ એટલે એમાં પુરાઇ જઇએ છીએ. મુક્તિનો અનુભવ અનંતમાં જ થાય.

માણસ વિચાર કરતો થાય કે આ દેખાય છે એની પાછળ

જે નથી દેખાતું એ મહત્વનું છે. અદેખતાને દેખતા થવા માટે દિવ્ય અંજન જોઇએ, દિવ્ય દૃષ્ટિ જોઇએ.

દેખાતાને સહુ દેખે પણ ન દેખાતાને દેખે એનું નામ સમ્યગ્ દૃષ્ટિ. બધું કરે પણ આત્માને ભૂલે નહિ.

હવે બીજો વિચાર. પરિસંવાદનું બીજુ સોપાન: જો હું અમર રહેવાનો છું, મરતો નથી તો અહીંથી ક્યાં જવાનો? અને જ્યાં જઇશ ત્યાં સાથે શું આવવાનું?

અહીં જે હું કરણી કરવાનો તે સાથે આવવાની. અહીં બધું ગોઠવાયેલું છે, કાંઈ કરવું પડતું નથી. જ્યાં આ જીવ જન્મે છે ત્યાં બધાં સગાં થઇને આવે છે.

જીવ આવે છે ત્યારે એકલો આવે છે. કોઇકને મોટું કુટુંબ હોય છે. કોઇકને કોઇ જ નહિ. તો આ એકપણું અને આ અનેકપણું એ કોની ગોઠવણી?

પૂર્વજન્મમાં જે પુણ્ય અને પાપ કર્યું તે પ્રમાણે આ જન્મમાં ગોઠવણી થાય છે. આ એવી સૂક્ષ્મ ગૂંથણી છે કે એમાં બુદ્ધિ પણ કામ નથી કરતી.

આત્મા એક ભવથી બીજા ભવમાં જાય છે ત્યારે જતી વખતે સાથે કોણ આવે છે?

આત્મા સાથે કર્મ નામની સત્તા આવે છે. કર્મ એક છે પણ કર્મથી બે વસ્તુ બને છે: પુણ્ય અને પાપ.

જીવ એક ગતિમાંથી નીકળી બીજી ગતિમા જાય છે ત્યારે પુણ્ય અને પાપ એના પરલોકનાં ભોમિયાં બને છે, સાથી બને છે.

મિત્ર પણ સાથે નથી આવવાનો અને દુશ્મન પણ સાથે નથી આવવાનો. બન્ને અહીં રહી જવાના છે. પણ એ નિમિત્તે કરેલાં પુણ્ય–પાપ સાથે હશે.

સંસારની આ હળવી બાજુ તો જુઓ જે બાપ મહેનત કરી, પૈસા ભેગા કરી દીકરા માટે મૂકીને જાય એ દીકરાની બાપને પ્રેમ કરવાની રીત કેવી? બાપને અગ્નિસંસ્કાર દીકરો જ કરે. બાપને બાળવાનો હક દીકરાને જ મળે!

સંસારનો પ્રેમ આગ લગાડવાનો જ ને! જેટલા સગાં આગ લગાડે એટલાં દૂરના નથી લગાડતા શોક અને સંતાપ નજીકનાથી ઊભા થાય છે. લોકો જેને સ્નેહ કહે છે એમાંથી જ આ બધા દુઃખોનો દાવાનળ ઊભો થયો છે.

આ જગતમા જે કાંઈ બને છે તે પુણ્ય અને પાપના કારણે બને છે, તેને લીધે સુખ અને દુ.ખનો યોગ થાય છે, કલ્પ્યું પણ ન હોય તેની પ્રાપ્તિ થાય છે અને પ્રાપ્ત થયેલું હોય તેનો વિયોગ થાય છે.

પુણ્યને લીધે અનુકૂળ મળે ત્યારે નમ્ર બનો અને પાપને લીધે પ્રતિકૂળ મળે ત્યારે સમભાવ રાખો પ્રતિકૂળ આવે ત્યારે અનુકૂળ બની જાઓ.

પ્રતિકૂળને અનુકૂળ થાઓ તો પ્રતિકૂળને પ્રતિકૂળ બન્યા વિના ચાલ્યા જ જવું પડે.

લોકોને સુખ ભોગવવુ ગમે છે પણ દુઃખ ભોગવવુ નથી ગમતું. સુખ અને દુ·ખ એ બે પોતાની કરણીથી જ પ્રાપ્ત થાય છે, બન્ને ભોગવી લઈએ તો જ મુક્તિ થાય.

કવિવર લખે છે: પગમા દોરીની ગૂંચ પડી હોય ત્યારે

કૂદાકૂદ કરવાથી તો વધારે ગૂંચ પડે. એ વખતે તો બેસીને શાંતિથી ગૂંચ ખોલવાથી જ એ ઉકલે.

એમ આપણા કર્મના લીધે ગૂંચ પડી જાય તે વખતે શાંતિ અને સમાધાન, ધ્યાન, અને મૌન રાખવાને બદલે કે સ્વાધ્યાય કરવાને બદલે ધાંધલ–ધમાલ કરીએ તો એનો ઉકેલ કેમ થાય? ભલે બધું ય પ્રતિકૂળ થાય પણ આપણે અનુકૂળ બની શકીએ તો બધું જ સરળ બની જાય.

એક ઋષિની ચામડી ઉતારવા જલ્લાદ આવ્યો· તો ઋષિ કહે કે, તું કહે તેમ હુ ઊભો રહુ જેથી ચામડી ઉતારતા તને કયાંય વાગી જાય નહિ. આનુ નામ જ પ્રતિકૂળને અનુકૂળ કરવુ.

પ્રતિકૂળતા વખતે દુઃખમાં દુઃખ વડે વધારો કરો, આર્તધ્યાનમાં દિવસ પૂરો કરો, એના કરતાં કહો કે આ દિવસ પણ પૂરો થઈ જશે. વાદળ ખસતાં પ્રકાશ પાછો આવવાનો જ છે.

આ વિચાર કોને આવે? જે પરિસ્રવાદ કરે છે તેને આવે. એ પોતાને જ પૂછે કે શું આ નિમિત્તોમાં એટલી તાકાત છે કે મને દુ·ખ આપી શકે? દુ.ખ મને કોણ દે છે? નિમિત્તો નહિ, મારા પૂર્વજન્મનુ દેવુ દુઃખ દે છે.

સાધુને સહુ વદન કરે પણ રસ્તામાં ગાંડો મળે તો ગાળ દે. ત્યારે સાધુ શું વિચાર કરે? એણે ગાળ કેમ દીધી, તુકારો કેમ દીધો? એમ નહિ વિચારે, પણ વિચારશે કે ગાડો છે, એને કર્મનો ઉદય છે. મારે એના નિમિત્તે આવુ સાંભળવાનો ઉદય છે. તો જીવ તું સાંભળી લે. એક કર્મ બાંધે છે, બીજો સમતા રાખે છે.

ભગવાન પાર્શ્વનાથને ધરણેન્દ્ર પૂજે છે અને સામાન્ય કમઠ હેરાન કરે છે

એક ઉપાસના કરે છે, બીજો ઉપહાસ કરે છે એ બેની વચ્ચે સમતા રાખવી, તુલ્ય મનોવૃત્તિ રાખવી એ જ તો વિચારણાની મજા છે.

આ સમજણ જેટલી જેટલી જીવનમા આવતી જાય, તેટલા તેટલા જન્મ સુધરતા જાય દેવું પૂરું થઈ જતાં લેણિયાત નહિ આવે.

જીવે બેસીને શાંતિથી વિચાર કરવાનો છે કે કર્મો બાંધ્યા છે એનુ પરિણામ પુણ્ય અને પાપ છે એમાં સમતુલા રાખવા મારે સદા જાગ્રત રહેવું જોઈએ.

વીતરાગ પાસે ચક્રવર્તીને ન હોય એવી રિદ્ધિસિદ્ધિ હોય છે અને યોગી પાસે ન હોય એવી ત્યાગવૃત્તિ હોય છે. આ બેનું સમિશ્રણ વીતરાગમાં જોવા મળે છે,

આજે તમારી શ્રીમતાઈ તમને દેવ, ગુરુ અને ધર્મની નજીક લાવવાને બદલે આઘા તો લઈ નથી જતીને? ખરી શ્રીમતાઈ કઈ? જેમ જેમ ધન આવે, જેમ જેમ સગવડતા મળે તેમ તેમ દેવ, ગુરુ અને ધર્મની નજીક લઈ જાય તે જ સાચી શ્રીમંતાઈ.

આ વૈભવ શુ કામનો કે જે વૈભવ આપણને આત્માથી દૂર લઈ જાય?

પુણ્ય અને પાપનો ઉદય એ પૂર્વજન્મમા કે આ જન્મમાં કરેલા શુભ કે અશુભ કૃત્યોનુ પરિણામ છે. પણ

ભોગવટા વખતે અંદરની સ્વસ્થતા કેમ રાખવી, વિચારો કેવા ઉદાત્ત રાખવા એ વિશિષ્ટ જીવનની વિશિષ્ટતા છે.

ઘણીવાર પુણ્યને લીધે થાકી જાઓ એટલું સુખ મળે અને પાપને લીધે ત્રાસી જાઓ એટલુ દુ:ખ મળે. બન્ને કર્મસત્તાનાં પરિણામો છે. પુણ્ય અને પાપના ઉદયમાં સ્વસ્થ રહીએ તો નિર્જરા થાય.

આપણને સુખ અને દુઃખ કોઈ નથી આપતુ. નહિતર કર્મસત્તાને કોઈ માનતુ ન હોત. દુઃખમા હસવુ એ તત્ત્વજ્ઞાનનુ કામ છે.

જે અવસ્થામાં કર્મ બંધાય એમાં જ જ્ઞાનદશાથી કર્મ છોડી શકાય. એ માટે જ તત્ત્વજ્ઞાન છે.

તત્ત્વજ્ઞાન શુ કરે છે? જગતના જે પદાર્થો અજ્ઞાનીને રડાવે તે જ્ઞાનીને હસાવે છે.

આત્માને ત્યાં પુણ્ય અને પાપ નામના પદાર્થો આવ્યા છે. એને લીધે કોઈવાર અનુકૂળ મળે, કોઈવાર પ્રતિકૂળ મળે, સુખ મળે, દુઃખ મળે પણ એ બધાયમાં ચિત્તની સ્વસ્થતા રાખવી. આ બધાય એ ઋતુઋતુના ફળ છે. Season નાં fruits છે. શિયાળામાં ઠંડી પડે, ઉનાળામાં ગરમી પડે અને વર્ષાઋતુમાં વરસાદ વરસે પણ તે બધામાં કાળ એક જ છે, તેમ પુણ્ય અને પાપની ઋતુઓમાં આવતા સુખ–દુઃખના પલટાઓમાં આત્મા એક છે. ભિન્ન હવામાન ઊભુ થાય તે વખતે મનની શાતિ જાળવી શકો તો ઘણુ ઘણું મેળવી શકો.

જેમાં જીવ બાળો તેમાં કર્મ બંધાય. માટે જીવ બાળવો નહિ. શોક, સંતાપ, ચિંતા, ઉદ્વેગ ઊભાં થાય તો

ઊભા થઇ જાઓ, આંટો મારી આવો, સ્વાધ્યાયમાં સ્નાન કરી આવો.

સંસાર કાર્યથી નથી વધતો, પણ શોકથી વધે છે. જીવ શોકમાં ડૂબી જાય તે વખતે અભ્યાસ, સ્વાધ્યાય, ચિંતનવડે જીવને અદ્ધર રાખો. જે જીવ અદ્ધર રહી શકે તે જીવનની બધી ઋતુઓમાં સ્વસ્થ રહી શકે છે. આત્માને સસારમા બાંધનાર શોક અને આસકિત છે.

આપણો ધર્મ એ નથી કે કબરમાં ગયા એટલે પૂરું થયુ. આપણો ધર્મ એ છે કે અહીં કરેલુ કામ જે હજુ અધૂરું હોય તે આવતી કાલે કરવાનું છે અને અહીં રાખેલુ દેવું આવતી કાલે દેવાનુ છે. અહીં વાવેલુ દાન ત્યા જઇને લણવાનું છે.

તમે કદી વિચાર કર્યો કે મને આટલી બધી સગવડ કેમ ? મને કેમ આટલાં બધા સાધનો મળ્યાં ? હું જ્યાં હાથ નાખુ છુ ત્યા જોઇએ એટલી વસ્તુઓ મેળવી શકું છું અને બીજા લોકો ટળવળે છે, કરગરે છે, વિનવે છે છતાં અન્ન અને વસ્ત્ર જેવી પ્રાથમિક વસ્તુઓ પણ પૂરતી મેળવી શકતા નથી.

બિહારમાં છોકરાંઓ ઘરમાં જાય એટલે એમની માઓ ચૂંટલા ભરે, બચકા ભરે કે તમે ઘરમાં આવશો નહિ. ખ વાનું જ નથી ત્યાં રોતા કકળતાં એવાં તમને આપીએ શુ ? જાઓ, જ્યાં જવું હોય ત્યા જાઓ, ખાવા મળે ત્યા જઈને ખાઓ. એટલે છોકરાઓ આઠ આઠ દિવસ સુધી ઘરમાં આવે નહિ કયાક ઝાડની નીચે પડયા રહે, કયાક મહુડા ખાય, કયાંક આપણા તરફથી ચાલતા અન્નક્ષેત્ર પર જઇ

પેટનો ખાડો ભરે. મા જેવી મા જે પ્રેમની મૂર્તિ કહેવાય એ બાળક ઘરમા આવે ત્યારે ચૂંટલા ભરીને કાઢી મૂકે— આવું ક્યારે બને? એ જાણે છે કે એમનુ દર્દ હવે એનાથી જોઈ શકાય એમ નથી, એના કરતા એ દુઃખિયાં છોકરાં દૂર ચાલી જાય તો સારુ.

ત્યારે બીજી બાજુ સાહેબી એટલી બધી હોય છે કે દીકરો કહે કે "પપ્પા! મારે world tour ઉપર જવુ છે." તો પપ્પા કહેઃ "જઈ આવ, બેટા." "પાંત્રીસ હજારનો ખર્ચો થશે." તો કહે. "કાંઈ વાધો નથી." એ world tour ઉપર જઈ આવે અને પચાસ હજાર ખરચી આવે!

વિચાર કરો ત્યાં તમે કાંઈ કરી શકતા નથી. કેટલી માણસની નિરાધારતા છે!

છોકરા તમારાં પણ છે, છોકરાં એનાં પણ છે. એક છોકરાને ખવડાવી શકવા સમર્થ નથી એટલે ચૂટલા ભરીને દૂર કાઢે છે. બીજો છોકરો ઘરમાં ખાઇખાઇને થાકી ગયો છે એટલે હવે બહાર જઇને ગમે એટલા હોટેલના ખરચા કરીને આવે તો ય હસીને વધાવે છે!

આ બધી વસ્તુઓની પાછળ કોણ કામ કરી રહ્યુ છે? એનો જો તમે વિચાર નહિ કરો, એ વાતને ગંભીરતાથી નહિ જુઓ તો નુકસાન જગતને નહિ, તમને છે. નુકસાન જડને નહિ, જીવને થાય છે. કારણકે પોતે જે કરણી કરીને આવ્યો એ અહીં જ પૂરી કરી નાખે તો આગળ શું?

પરિસંવાદ કરો તો જ વિચાર આવે કે મે એવી કોઈક પુણ્યની કરણી કરી છે કે જેથી આજ મારી

આસપાસ હું ઇચ્છા કરુ છુ અને વસ્તુ હાજર થાય છે. તો હવે આવતા ભવમા આગળ વધી શકાય એ માટે હુ શુભ કરણીનો, સુદર કરણીનો પ્રવાહ ચાલુ રાખું

તમારા ઘરની જ્યોત તમારે જો બળતી રાખવી હોય, તોફાનની અ ધારી રાતમા ભયથી બચવુ હોય તો એટલુ તો ધ્યાન રાખવુ જ કે ઊંઘી જવા કરતા તમારા દીવામાં થોડુ થોડું તેલ ભરતા રહો.

ત્રીજુ પગથિયુ : આ આત્મા કોનાથી બંધાય છે? આસ્રવથી.

જ્યાં સુધી જીવનરૂપી સરોવરમાં આસ્રવનો પ્રવાહ ચાલુ છે ત્યાં સુધી એક પ્રકારનું દુઃખ બંધ થશે તો બીજા પ્રકારનુ દુખ આવવાનું. દુઃખનુ કારણ આસ્રવ છે, પાપ છે, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ જ્યાં સુધી છે ત્યાં સુધી આસ્રવ બંધ કેમ થાય? આ પાચે આસ્રવનાં મુખ્ય કારણ છે.

આ પાપથી, આસ્રવથી મુક્ત થવા માટે સંવર છે. સંવર એટલે સારી રીતે બધ કરવુ. જે જીવ સવર કરીને, ઉપર જણાવેલા પાપનાં દ્વાર બંધ કરીને જીવન જીવે છે એ આત્મામાં પાપરૂપી ચોર ઘૂસી જ કેમ શકે?

સવર માટે સમ્યક્ત્વ, સંયમ, દેશવિરતિ, સર્વવિરતિ, વ્રત, વગેરે છે. જીવો વ્રત કરે છે તે કોઇને માટે નહિ પણ પોતાના આત્માને પાપમાંથી બચાવવા માટે સંવર કરવાથી નકામા પાપો બધાતાં નથી

એક ભાઈ કહે કે જે વસ્તુ અમે નથી વાપરતા એ વસ્તુનુ પાપ અમને કેવી રીતે લાગે? મેં કહ્યુ કે તમે

ત્યાગ નથી કર્યો એ જ પાપનું કારણ છે. તમે વાપરતા નથી પણ વાપરવા માટે પાપનાં બારણાં ખુલ્લાં છે. નિયમ કરો ત્યારે જ એનો સબંધ તૂટે છે.

પ્રતિજ્ઞા લીધી હોય તો જાગૃતિ રહે છે. પણ પ્રતિજ્ઞા ન લીધી હોય તો બાર મહિના ન ખાધું પણ એકવાર ખવાઇ જાય તો તમને કંઈ અફસોસ ન થાય.

વ્રત કેવાં છે? ધારો કે કોઇના શરીરમાં એક ઠેકાણે રસોળી હોય. ભોજન કરતાં ઇચ્છે કે સારું ખાઉં તો શરીર સારું રહે. એ એમ ઇચ્છતો નથી કે હું જાડો થાઉં એની જોડે મારી રસોળી પણ મોટી થાય! પણ શરીર વધવાનુ તેની સાથે રસોળી પણ વધવાની. રસોળી વધતી અટકાવવા operation કરવું પડે છે નહિતર શરીર વધતાંની સાથે ખોરાકનો અમુક ભાગ રસોળીની વૃદ્ધિમાં વપરાવાનો. તમે ઇચ્છયું ન હોય પણ બન્યા વગર રહે નહિ.

તેમ આ વિશ્વરૂપીં દેહમા બેઠેલા જીવે વ્રતરૂપી operation ન કર્યું હોય તો આસ્રવમા વધારો થાય જ છે. માટે જ વ્રત અનિવાર્ય છે.

Vaccination કેમ આપ્યાં? જે લોકો બહારનું ખાય, cleanliness (સ્વચ્છતા) ન જાળવે, ગમે તે ખાય એમનાં શરીરમા germs જાય અને માદગી ઊભી કરે. Vaccinationથી તે બહારથી આવેલાં જતુઓ સાથે લઢી શકે. પણ જે તંદુરસ્ત, સ્વસ્થ જીવન જીવે તેને vaccinationની જરૂર નથી.

આ વિશ્વમાં મહાપુરુષોએ જે નિયમ કર્યા તેમાં સંવરનો માર્ગ બતાવ્યો. યોગીમાં germsનો પ્રવેશ જલદી થતો નથી,

પણ ભોગીમાં germsનો પ્રવેશ જલદી થાય! સયમી પાસે સંવરની શક્તિ છે.

સંયમ આત્માને તો ઉજ્જવલ કરે પણ તન અને મનને પણ તદુરસ્ત રાખે.

સમય સામાયિકમા વીતે અને સમય સામાયિક જેવો વીતે એમાં ફરક છે. એક ભાઈ સવારના મળ્યા. કહે કે કોઈ મરી ગયુ છે એટલે ગયા વિના છૂટકો નથી. પણ સામાયિકમાં જીવન જીવે તેને આમ ખભે ખેસ નાખીને સવારમા જ જવાનો વારો નહિ આવે. ૪૮ મિનિટ માટે સામાયિકનુ વ્રત લીધુ એટલે અનિવાર્ય સજોગોમાં પણ બહાર ન જઈ શકે.

ત્યાગી જીવનની ઘણી મહત્તા છે. સંસારના વ્યાપારનો ઇચ્છાએ કે અનિચ્છાએ ત્યાગ થઇ જાય. સંયમી જીવનમા ઇચ્છા સૂકાં પાંદડાની જેમ ખરી જાય છે.

જે લોકોને પુણ્ય અને પાપની સાંકળમાંથી છૂટવું હોય તેમણે આ ભૂમિકાએ પહોંચવુ રહ્યુ અને તેને માટે પ્રારભમાં તો નાના નિયમો પણ સહાયક બને છે.

સંવર વિના નિર્જરાનો માર્ગ સહેલો થતો નથી. પુણ્ય અને પાપ સસારના જીવોને લાગેલાં છે, એમાથી મુક્ત થવા માગીએ છીએ પણ તે માટેની ભૂમિકા ક્યાં છે?

સમ્યગ્દર્શન પહેલાં વિરતિ કરે એ માત્ર અજ્ઞાન કષ્ટ છે. એથી દેવલોકના સુખ મળે. સમ્યગ્દર્શન પછીની સાધના ભૌતિક સુખ માટે નહિ પણ આત્મિક પ્રકાશની પ્રાપ્તિ માટે હોય છે.

પેદા થાય છે જેને માણસ આનંદપૂર્વક ખાય છે. અને માટી ભોજનમાં આપી હોય તો કોઈ પણ ખાય? નહિ ખાય. પણ એ જ માટીમાંથી ખીલેલા સુરભિવાળાં ફૂલો થાય છે જેને લોકો પોતાના ઘરના મુખ્ય ખંડમાં શોભા માટે ફૂલદાનીમાં ગોઠવે છે.

જેમ માટીમાંથી ફૂલ થાય અને ખાતરમાંથી અનાજ થાય છે તેવી જ રીતે આ દેહમાં રહેલા આત્મામાંથી પરમાત્મા થાય. તેનો ઉપયોગ કરતાં આવડવો જોઈએ. એમનુ એમ ખાતર મૂકી દો તો કાંઇ પણ ન થાય, એમની એમ માટી મૂકી દો તો પણ કાઇ ન થાય. એને તૈયાર કરીને એનામાં બીજ વાવવામાં આવે તો એમાંથી ફૂલ પણ થાય, અનાજ પણ થાય.

"એમ, હે રાજન્! માણસના વિકારો, માણસની વૃત્તિઓ, માણસના આવેશો એ ખાતર જેવા છે. એનું ઊર્ધ્વીકરણ થાય તો એ વિકાસમાં પરિણમી જાય, એનાથી પરમાત્માસ્વરૂપની પ્રાપ્તિ થાય."

અને એ વાત તો માનવી જ પડે છે કે તમારામાં રહેલા વિકારો, તમારામાં રહેલી વૃત્તિઓ, તમારામાં રહેલા આવેશો ઊર્ધ્વીકરણ માગે છે. એમ બને તો એ જ તમારી સાધનાનું સાધન બની જાય છે. જે તમને સામાન્ય ભૂમિકામાં રાખે છે અને પશુની સામાન્યતામાં મૂકી દે છે એનું જ તમે sublimation કરો નિર્માલ્ય માણસો કોઈ ઠેકાણે કાંઈ જ કરી શકતા નથી. તાકાત તો જોઇએ જ, પણ એટલો ફેર કે જે તાકાત અને આવેગ દુનિયાની વાતમાં કામ લાગવાનાં હતાં એને તમે હવે અધ્યાત્મમાં ફેરવી નાંખો છો. જે વૃત્તિઓનુ ખાતર કોહવાઈને ગંધ મારવાનું હતુ એ જ ખાતરમાંથી સુંદર સુગંધી ફૂલો પેદા કરો છો અને ધૂળમાથી ફૂલ અને પાક ઉતારો છો.

"એટલે ભાઇ, લોખંડનું સોનું બનાવવું એટલે શું ? આ શરીર સાધના માટે વાપરવુ અને આત્માને પરમાત્મા બનાવી દેવો."

એ કોનાથી બને? જેમ પેલા પારસમણિના સંપર્કથી લોખડ સોનું બને એમ પરિસંવાદના સંપર્કથી આ આત્મા પરમાત્મા બને.

લોખંડમાંથી સોનુ બનાવવાની વિદ્યા એટલે શું? આ દેહને પરમાર્થ માટે વાપરવો અને આત્માને પરમાત્મ-સ્વરૂપ બનાવી દેવો એનું નામ જ લોખંડમાંથી સોનુ બનાવવું, એ આ વિદ્યાનુ રહસ્ય છે.

આ વસ્તુ જો તમને સમજાય તો પરિસવાદ દ્વારા તમે ઉપર અને ઉપર જઇ શકો. આ મથનમાં તમે તમારી સાથે વાતો કરતા થાઓ. આ સ્વાધ્યાયથી માણસ ધીરે ધીરે કર્મથી, મળથી અને વૃત્તિઓથી મુક્ત થતો જાય છે અને મુક્ત થયેલો આત્મા પરમાત્મસ્વરૂપ બને છે.

જેવી રીતે ઊચે જવું હોય તો કોઈ નિસરણી જોઇએ એમ પરમાત્મતત્ત્વે પહોંચવું હોય તો આ પરિસવાદ એક નિસરણી છે. તો એ પરિસંવાદમાં શુ આવે છે?

આત્માને મુક્ત કરવો એ જ આ મનુષ્ય જીવનનો એક હેતુ છે. અને આ હેતુ પરિસવાદથી જ સિદ્ધ થાય છે.

તો જેવી રીતે માટીમાં રહેલા બીજમાંથી ફૂલ બને, ખાતરમાં ભળેલા બિયામણમાંથી સુંદરમા સુદર અનાજ બને એવી જ રીતે આ કર્મમાં ભળેલા આત્મામાથી પરમાત્મા બને

આ પરિસંવાદ દ્વારા એ પરમાત્મતત્ત્વના પ્રકાશને પામી પૂર્ણની પૂર્ણતામા પૂર્ણ બની જીવીએ.

આત્મા માટે શ્રદ્ધા થવી એ સમ્યગ્દર્શન છે, આત્માને જાણવો એ જ્ઞાન અને આત્માને કર્મથી જુદો પાડવો એનું નામ ચારિત્ર્ય.

મારા આત્માને લપેટીને બાંધેલુ તત્ત્વ કર્મ છે. આ કર્મની નિર્જરા એ જ આત્માની નિર્મળતા. આ જ અનુભવ અપૂર્વ છે.

કપડુ ગદ્દુ હોય અને એને ઈસ્ત્રી કરો તો સારુ ન લાગે, પણ મેલ કાઢી, સ્વચ્છ કરી ઈસ્ત્રી કરો તો કેવો રગ આવે? તેમ નિર્જરા પછી થતી નિર્મળતા પણ એક સૌદર્ય બની જાય છે.

કણાદ નામના એક સાધુ હતા પોતાના દેહને નભાવવા કણકણને એ વીણી ખાતા એટલે એમને લોકો કણાદ કહેતા. એ સદા પોતાના સ્વાધ્યાય અને સાધનામાં મગ્ન અને મસ્ત રહેતા લોકો વાત કરતા કે એમની પાસે સુવર્ણ-સિદ્ધિ છે. આ વાત ઊડતી ઊડતી રાજાના કાન સુધી પહોચી. રાજાને થયુ આ સિદ્ધિનો લાભ ઉઠાવુ. એ ફળ-ફૂલ, ઉત્તમ ભોજન લઈ ત્યાં પહોચ્યા અને એમના ચરણે ધર્યા. પણ કણાદ પોતાના કાર્યમા એવા મગ્ન હતા કે એ વસ્તુઓની સામે પણ એમણે ન જોયુ એટલે રાજા ચિડાઈ ગયા. જતાં જતા મનમા કહે· "છે તો ભિખારી પણ મગરૂબી કેટલી છે!"

મત્રીએ સાચી સલાહ આપી. "રાજન્! મગરૂબી કેમ ન હોય? એ સિદ્ધિના સ્વામી છે! એમની ઉપેક્ષા કરવા કરતા એમને ભકિતથી પ્રસન્ન કરો અને ભકિત ધનથી નહિ તનથી થાય, પૈસાથી નહિ, પ્રેમથી થાય. એ પ્રસન્ન થાય અને હૈયાની દાબડી ખોલે તો તમારુ કામ થઈ જાય."

રાત્રીના શાંત સમયમાં રાજા ભિસ્તીના વેશે ત્યા જાય છે. ઉનાળાનો દિવસ હોવાથી એના ઝૂંપડા આગળ પાણી છાંટે છે. પછી કણાદના એ પગ દાબે છે. લાકડા જેવા પગ દાબી રહ્યા છે અડધા કલાક પછી રાજાએ પગ દાબતાં દાબતાં પૂછયું "પ્રભો! આપને દુઃખ તો નથી થતું ને?" ત્યારે સાધુએ સ્મિત કરી કહ્યુ: "ભાઈ, આ લાકડાઓને શું થવાનુ હતું! એના ઉપર તો રધાઓ ફર્યા જ કરે છે, પણ રાજાના આ કોમળ પાંખડી જેવા હાથને દુ ખ નથી થતું ને?" રાજાને થયું કે આ જાણી ગયા રાજાએ આશ્ચર્યપૂર્વક પૂછયું "આપ જાણી ગયા?" તો સાધુ કહે: "એમાં જાણવા જેવુ શું છે? પણ હું તમને એક વાત પૂછું? હું અકિંચન હોવા છતાં તમારે ત્યા દિવસે પણ નથી આવ્યો અને તમે રાજા હોવા છતાં મહેલ મૂકીને આ ઝૂપડીમાં રાત્રે કેમ આવ્યા?"

રાજાએ કહ્યુ: "મે જાણ્યુ છે કે આપ લોખંડમાંથી સોનુ બનાવો છો. આપ જ કહો શુ આ સાચું છે?" સાધુએ માથું ધુણાવ્યું "હા, હુ જાણુ છુ. હુ લોખંડમાંથી સોનુ બનાવું છું ગમે ત્યારે અને ગમે તેટલુ સોનું બનાવી શકું અને એ સોનું એવુ કે બન્યા પછી મૂકીને ન જવું પડે એવુ સોનુ બનાવુ છુ." રાજાએ કહ્યુ: "એવું? મને બતાવો."

કણાદે કહ્યુ: "તમને એક પ્રશ્ન પૂછું? ફૂલ થાય છે એ શેનામાંથી થાય છે?" તો કહે: "માટીમા રહેલા બીજમાંથી થાય છે." "અનાજ થાય છે એ શેનામાથી થાય છે?" તો કહે· "ખાતરમાં ભળેલા બીજમાથી થાય છે" ખાતરને કોઈ ભાણામા આપે અને ખાવાનું કહે તો નહિ ખવાય, ઊલટી થાય. પણ એ જ ખાતરમાંથી અનાજ

# જીવનને પૂર્ણ કેમ બનાવવું ?

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णम् उदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ગાંધીજીની પ્રાર્થનામાં આ સુભાષિતનો સમાવેશ થયેલો છે. આ સુભાષિત પ્રત્યેક પ્રભાતની પ્રાર્થનાના વાતાવરણને અર્પણના મંગળમય ભાવથી ભરી દે છે. એમા સમર્પણની ઉલ્લાસમય અભિલાષા છે.

પ્રવૃત્તિનુ કેન્દ્ર નિવૃત્તિ છે. પણ નિવૃત્તિ મેળવવા પ્રવૃત્તિ આવશ્યક છે.

મનુષ્યજીવન એ એક પ્રયાણ છે, યાત્રા છે, ક્યાંક જવાનું છે, આગળ દિશા છે, પણ ધ્યેય નિશ્ચિત અને અચલ છે.

આપણે પૂર્ણતાએ પહોંચવાનું છે. પહોચનાર પૂર્ણ છે પણ કામલોભની અપૂર્ણતામા એ પૂર્ણને ભૂલી ગયો છે. પૂર્ણને લક્ષ્યમાં રાખી પ્રયાણ કરે તો જ પૂર્ણમાં મળી પૂર્ણ બને.

મનુષ્ય પૂર્ણનો પ્યાસી છે. તમે જોશો કે સંસારમા બધા પ્રાણીઓની ગરદન અને દૃષ્ટિ નીચે છે જ્યારે મનુષ્યની દૃષ્ટિ આકાશ પ્રતિ છે એનુ મસ્તક ઉન્નત છે. આથી મનુષ્યને

કહેવુ પડે છે કે નીચે જોઈને ચાલ. કારણકે એ ઉંચે જોઇને ચાલે છે. એને ઉપર જવુ છે પ્રાણીઓમાં શ્રેષ્ઠતા મનુષ્યની છે કારણકે મનુષ્યની દૃષ્ટિ પૂર્ણ પ્રત્યે છે. જે મનુષ્ય પાસે પૂર્ણની દૃષ્ટિ નથી, પૂર્ણતાની અભીપ્સા નથી એ મનુષ્ય પશુ સમાન છે.

એક કવિએ કહ્યુ છે કે આહાર, નિદ્રા, ભય અને મૈથુન મનુષ્યમાં અને પશુમા સરખા છે. પણ મનુષ્ય માટે ગૌરવપ્રદ અને શ્રેષ્ઠ વાત તો એના દિલમાં જલતો ધર્મનો દીપક છે, જે ગાઢ અંધકારમા પ્રકાશ આપે છે.

કેટલાક કહે છે કે અમારો ધર્મ સારો છે હુ કહુ છુ "ધર્મ એ દીપક છે. અને જે દીપક પ્રકાશ પાથરે છે અને પથદર્શક બને છે તે સારો છે એ અમારો કે તમારો નથી આચરે તેનો છે. દીપક પ્રકાશ માટે છે, ઝઘડવા માટે નહિ. ઘણા તો દીપકના પ્રકાશનો ઉપયોગ કરવાને બદલે મારા-તારાના ઝઘડામાં જ એને પૂરો કરી નાખે છે"

મનુષ્ય પાસે આ દીપક છે. આ દીપક મનુષ્યને ખોટા રસ્તે જતાં રોકે છે. માનવ જ્યારે સારા રસ્તા ઉપર જાય છે ત્યારે એ દીપક એના મુખ ઉપર પ્રસન્નતાનો પ્રકાશ ચમકાવે છે, હૃદયમાં આનદ અને અભયની ઉજ્જવળતા પાથરે છે અને પ્રવૃત્તિમાં આહ્લાદ આણે છે પણ જેવો મનુષ્ય ખરાબ રસ્તા ઉપર ચઢે કે તરત હૃદયમા ભય ઊભો કરે છે, મુખ ઉપર ચિંતાનુ આવરણ લાવે છે અને આનંદને ઉડાડી દે છે. પછી એ મનુષ્ય મુક્ત હાસ્ય પણ કરી શકતો નથી.

આપણે સ્વાર્થનું જ કામ કર્યે જઇએ તો થાક લાગે પણ સેવાનું કામ કરીએ તો આનદ અને પ્રસન્નતા પ્રાપ્ત

થાય. તમારો પોતાનો અનુભવ તમને નથી કહેતો કે ઘણીવાર સ્વાર્થનું કામ કરતા કરતાં માણસ જીવનથી પણ કંટાળી જાય છે. જ્યારે પરમાર્થનુ કામ માણસને એક પ્રકારનો સંતોષભર્યો આનંદ આપે છે.

ધનપતિઓ થાકી જાય છે. એમની પાસે સોનું, ચાંદી, હીરા ખૂબ હોય છતાં પણ થાકી જાય છે કારણકે એમની પ્રવૃત્તિના મૂળમાં માત્ર સ્વાર્થ જ છે. આનંદતો પરમાર્થથી જ મળે. પરમાર્થમાં એક પ્રકારનો આરામ–recreation છે. પ્રાર્થના એ પરમાર્થ છે. એ કરીએ છીએ ત્યારે દેહભાવ ભૂલીને દિવ્યતા પ્રતિ પ્રયાણ કરીએ છીએ. પૂર્ણતા પ્રાપ્ત કરવી એ જ જીવનનું પરમ ધ્યેય છે.

એક નાના–શા બીજમાં કેવું મોટુ વૃક્ષ સંતાયેલુ છે! કેરી ખાતાં ખાતાં આ વિચાર કર્યો છે કદી? આ કેરીની ગોટલીના હૃદયમા પોઢેલુ વૃક્ષ હજારો કેરીઓ આપી શકે એમ છે એ વિચાર્યુ છે કદી?

એ રીતે આ દેહમાં વસતા આત્મામાં અસંખ્ય શક્તિ–ઓથી પરિપૂર્ણ પરમાત્મા છે.

આપણો સ્વાર્થ, આપણા કષાયો, આપણા વિકારો આ દિવ્યતાને આવૃત કરે છે. પ્રાર્થના આ દિવ્યતાને પ્રગટ કરે છે. પ્રાર્થનાની પાછળ આ જ ભાવના છે.

ગીતામા કહ્યું છે· उद्धरेत् आत्मनात्मानं ।

આત્માએ જ પોતાનો ઉદ્ધાર કરવાનો છે. તું તારો નાશ ન કર. તુ જ તારો મિત્ર છે અને તુ જ તારો શત્રુ છે.

મિત્ર ! તારો ઉદ્ધાર કરવા ભગવાન નહિ આવે. લોકો પ્રતીક્ષા કરતા બેઠા છે એ ભ્રમ છે. ભગવાન આવવાના હોત તો સેંકડો વર્ષ પહેલાં આવ્યા હોત !

He is not a Creator but Indicator ભગવાન બનાવવા નહિ પણ બતલાવવા આવ્યા છે.

શુ ભગવાન અહીં આવી શકતા હોત તો આ બધા યુદ્ધો કરવા દેત ખરા ? કૂતરાની જેમ સતત લડતા માણસોને એ અટકાવત નહિ ? શુ આપણાં દુઃખોને દૂર બેઠા બેઠા જોયા કરે એવા એ નિષ્ઠુર છે ? પરમાત્માને આપણે સમજી શકતા નથી. આપણે આપણી કલ્પના પ્રમાણે જ તેમને આકાર આપીએ છીએ. ભૂલો આપણે કરીએ અને એનો દોષ ભગવાન ઉપર નાખીએ છીએ !

આજથી આઠ વર્ષ પહેલા સાબરમતી જેલમા કેદીઓ આગળ પ્રવચન કરવાનો મારે પ્રસગ આવ્યો હતો.

મેં કહ્યુ હતું કે તમને જેલમાં નાખનાર પોલીસ સુપરિન્ટેન્ડન્ટ કે સરકાર નથી. તમને જેલમાં લાવનાર તમારા વિચાર અને તમારો દુરાચાર છે.

તમે રસ્તામા જતા હો અને એક સરસ વસ્તુ જુઓ, મનમાં પ્રલોભન થાય. થાય કે આ વસ્તુ લઈ લઉં ? પણ જો આપણો આત્મા આપણો મિત્ર હોય તો કહેશે· "આ એક પ્રલોભન છે, આ મારુ નથી, તે મારાથી ન લેવાય." આમ વિવેકવંત આત્મા પોતે જ પોતાને કાબૂમાં રાખે પણ વિવેકવાન ન હોય અને પ્રલોભનથી પ્રેરાઇ જાય તો પોલીસ દ્વારા પકડાય. એમાં પોલીસ ગુનેગાર નથી, તમે જ તમારા શત્રુ બની તમારી જાતને પોલીસના હાથમાં સોંપી દીધી છે.

તમે તમને ન પકડી શકો તો તમને પોલીસ પકડે. જો તમે તમારા વિચારને પકડો તો તમને પોલીસ કેમ પકડી શકે ? જૂઠાને પોલીસ ડરાવી શકે, પકડી શકે, સાચાને નહિ. એટલે જેલમાં મોકલનાર તો વ્યકિતની વૃત્તિઓ જ છે.

આપણી વૃત્તિ આપણી દુશ્મન બને તો આખું વિશ્વ દુશ્મન બને, અને આપણી વૃત્તિ આપણો મિત્ર બને પછી સ સારમાં આપણને નુકસાન કરનાર કોઈ નથી. સત્યના પ થ ઉપર ચાલનાર સદા સ્વત ત્ર છે.

દુ ઃખ દેનારા પારકા નથી, આપણે જ છીએ. આજે દેશમાં પણ પારકા લોકો કરતાં આપણા લોકો વધારે નુકસાન કરી રહ્યા છે ને ?

આજની પરિસ્થિતિ વિકટ છે. દેશમાં અસ્થિરતા છે. સરકાર જ નહિ પણ માનવ અસ્થિર છે. મનુષ્યની વિકલતાનું કારણ મનની અસ્થિરતા છે. વિકલતામાં અને અસ્થિરતામાં જ જીવન વિતાવ્યે કેમ ચાલે ? આપણું ધ્યેય તો પૂર્ણતાને પ્રાપ્ત કરવાનું છે. જીવન વિકલતામાં પૂરુ થાય તો કામ અધૂરુ રહી જશે. આ પૂર્ણતાનું કામ મનુષ્ય નહિ કરે તો કોણ કરશે ?

અહિંસક વસ્તુઓનો વ્યાપાર એ અત્તરનો વ્યાપાર છે. અત્તર વેચો કે ન વેચો તો પણ સુગ ધ જેમ મળે, તેમ સત્ય, સદાચાર અને નીતિનો વ્યાપાર કરે તેને આર્થિક લાભ સાથે પારમાર્થિક લાભ મળે છે અને તમે ધારો તો આ પારમાર્થિક લાભ પ્રવૃત્તિ કરતાં કરતા તમે અહી મેળવી શકો છો.

બધાં લોકો પવિત્રતાની ભાવનાથી પ્રવેશ કરે તો આ સ્થાન અને પ્રવૃત્તિ બન્ને પવિત્ર બની જાય.

પ્રવૃત્તિ કરતા કરતાં અહંકારનુ વિસર્જન કરવાનુ છે એ સતત લક્ષ્યમાં રહેવુ જોઇએ, નહિ તો પતન થાય.

મને એક રૂપક યાદ આવે છે એક શિલ્પી હતો એને ગર્વ હતો કે મારા જેવાં પૂતળાં કોઇ જ ન કરી શકે. પૂતળું એવું સરસ બનાવે કે માણસ અને પૂતળુ પાસે પાસે રાખ્યા હોય તો જોનાર ભૂલી જાય કે આમા માણસ કોણ અને પૂતળુ કોણ? એવામા શિલ્પીનું મૃત્યુ નજીક આવ્યું. શિલ્પીને થયુ કે મૃત્યુને મારી કલા બતાવવી જોઇએ એણે બાર પૂતળા બનાવ્યાં બારે પોતાના જેવા. આકૃતિ, રંગ, આખની પાંપણ અને નાક–બધું જ નખશિખ એના જેવુ જ. પછી એ બાર પૂતળાની વચ્ચે પોતે સૂઇ ગયો. ત્યાં મૃત્યુનો દૂત આવ્યો. એને થયું કે આ તેર વ્યક્તિઓમાંથી કોને ઉઠાડુ? જેને સ્પર્શ કરીશ તે મરી જશે, ખોટાને પકડીશ તો યમરાજા ગુસ્સે થશે દૂત પાછો ગયો. યમરાજાને કહ્યું કે કયા શિલ્પીને લાવુ? ત્યાં એક નહિ પણ એક સરખા તેર શિલ્પી છે. પછી મૃત્યુદેવ આવ્યા જોયુ તો વાત સાચી હતી, ઓળખી જ ન શકાય. શિલ્પીએ પ્રાણાયામથી શરીરને પૂતળા જેવું સ્થિર બનાવ્યુ હતું, એટલે કંઇ ખબર જ ન પડે.

મૃત્યુદેવ મનુષ્યની નિર્બળતા જાણુતા હતા. મનુષ્યની નિર્બળતા એ જ તો મૃત્યુ છે! પૂતળાથી માણસને જુદો કેમ પાડવો? એ માટે મૂંઝાયેલા મૃત્યુદેવે માણસની આ નિર્બળતાનું શરણ લીધું. એણે કહ્યુ. "સરસ! ખૂબ સરસ કર્યું છે! માનવજાતના ઇતિહાસમા આવો શિલ્પી આજ સુધી કોઇ પાક્યો નથી શું અદ્ભુત કામ છે! પણ નાની શી ભૂલ રહી ગઈ છે!" આ સાંભળતા તરત શિલ્પી ઊભો જ

થઇ ગયો. બોલ્યો: "મારા શિલ્પમાં ભૂલ? ક્યાં ભૂલ છે?" મૃત્યુદેવે એને સ્પર્શતાં કહ્યું: "આ જ ભૂલ છે. આ તારો અહંકાર એ જ તારી નિર્બળતા–ભૂલ. અને એ જ તારુ મૃત્યુ! અહંકાર ન કર્યો હોત તો મૃત્યુ પણ તને સ્પર્શી ન શકત. મારામા ભૂલ કોણ કાઢી શકે? આ અહં માણસને પાડી દે છે."

આ સંસ્થા છે. સંસ્થા એટલે અનેક વ્યક્તિઓનાં શુભ હેતુ માટેનું એક સ્થાને મિલન. એમાં કદીક મનદુ:ખ પણ થાય. કાર્યકર ખોટો નથી, કાર્યકરની ભાવના ખોટી નથી પણ કાર્ય કરતાં આ અહં આવી જાય. 'હું' એ બહુ વાંકો છે. એનો આકાર જ વક્ર છે.

સેવા અને ચિંતનના અમૃતમા આ અહંનું વિષબિન્દુ ન પડી જાય તે માટે સતત જાગ્રત રહેવાનુ છે.

આજથી ત્રીસ વર્ષ પહેલાં મારે અહીંથી નીકળવાનું થયુ હતું ત્યારે આ જગ્યા વિદેશી માલથી ભરેલી હતી. આજે એ જ જગ્યા દેશી માલથી અને ભારતીય ભાવથી ભરેલી છે.

આ જોતાં આપણને સહજ વિચાર આવે છે કે સેવાની ભાવના સ્થળનું કેવુ રૂપાન્તર કરી નાખે છે?

જેમ આ સ્થળનુ થયુ તેમ આ દેહમાં વસતા આત્માનું પૂર્ણ રૂપાન્તર પૂર્ણ પરમાત્મામાં થઈ જાય એવી શુભેચ્છા.

(પૂ. મહારાજશ્રીએ ખાદી ગ્રામોદ્યોગ ભવનમા આપેલ પ્રવચનની નોંધ તા ૧૫–૫–૬૭)



# જીવનનું દર્શન

આ સંસારમાં અનેક દર્શન છે. દરેક દર્શન એમ જ માને છે કે માનવીને હું જ સુખી કરી શકું એમ છું.

પહેલા નંબરમાં અર્થદર્શન—અર્થશાસ્ત્ર આવે છે. અને તે એમ કહે છે કે જેની પાસે પૈસો હોય, એ જ આ દુનિયામાં સુખી. પૈસાથી સંસારની કોઇ પણ મનગમતી વસ્તુ તમે મેળવી શકો. સત્તા પણ શ્રીમંતાઇથી ખરીદી શકાય. એટલે સુખનું સાધન અર્થ જ છે.

બીજા નંબરમાં ચિકિત્સાદર્શન અગર વૈદકશાસ્ત્ર આવે છે, જે કહે છે કે તંદુરસ્તીમાં જ સુખ છે. બીમારને વળી સુખ શું? ખાધેલું જ જ્યાં પચતું ન હોય ત્યાં સુખ શું? દુનિયામાં જો તંદુરસ્તી હોય તો બધું જ સારું છે. એટલે વૈદકશાસ્ત્ર પણ આ રીતે દર્શન બની જાય છે. એ પણ કહે છે કે તમારી તકલીફોને હું જ દૂર કરું છું.

ત્યાર બાદ, આજ જેને રાજનીતિ કહેવામાં આવે છે એ રાજશાસ્ત્ર પણ એમ કહે છે કે લોકોને સત્તાનો બરો-બર ઉપયોગ કરતા નથી આવડતો એટલે દુનિયામાં અર્થની અને બીજી બધીય ઉપાધિઓ ઊભી થઇ છે. પણ જો બરાબર શાસન કરતાં આવડે, બરાબર રાજ્ય ચલાવતાં આવડે અને લોકોને આપવાની વસ્તુઓની બરાબર વહેંચણી કરતા

આવડે તો બધાં જ દુઃખો દૂર થઈ જાય અને શાંતિ પ્રસરી જાય. એટલે રાજ્યનીતિ આપણને એમ બતાવવા પ્રયત્ન કરે છે કે જગતમાં જો કોઈ દર્શન બની શકે એમ હોય તો બીજું કોઇ નહિ, પણ હું જ બની શકુ એમ છું.

તેવી જ રીતે કામશાસ્ત્ર એમ કહે છે કે દુનિયામાં જેટલા વધારે ભોગ ભોગવી શકાય તેટલો માણસ સુખી! અર્થ, શરીર, અને રાજ્ય—આ બધા પણ અંતે તો ભોગનાં સુંદર પ્રસાધનો પૂરા પાડવા માટે માત્ર સાધન જ છે ને? સુખ તો ઉપભોગમાં છે. એટલે કામ પણ આ રીતે એક દર્શન બની બેઠુ છે. અર્થ, વૈદક, રાજ્ય અને કામ—આ બધા સંપ્રદાયો પોતાની જાતને દર્શન બનાવવા માટે તૈયાર બન્યા છે.

એટલે જ્ઞાનીઓ આપણને બતાવે છે કે સંસારમાં આ બધાય દર્શનો માનવ જાતનાં દુઃખોનો ઉકેલ કરવા માટે નીકળી તો પડ્યાં છે પણ એ બધાય એવા પંગુ છે કે એક વસ્તુ મળતાની સાથે બીજી વસ્તુની તરત ઊણપ ઊભી થાય છે તે વસ્તુને કોણ પૂરી કરી શકે એની એમને સમજણ જ નથી.

માણસને પૈસો મળી જાય અને એનાથી જ જો જીવન સુખ અને શાંતિમય થઈ જતુ હોય, તો દુનિયાના મોટા મોટા ઉદ્યોગપતિઓ મંદિરમા જઈ જઈને લાંબા થઈ નમસ્કાર કરે છે અને નવા નવાં મંદિરો બાંધે છે એ મંદિરો બાધત જ નહિ, કારણકે એ લોકો તો આજે કરોડપતિઓ છે જ, ધનથી પૂર્ણ સમૃદ્ધ છે એને મંદિર બાધવવાની શી જરૂર છે? એ મંદિર બંધાવે છે, પ્રાર્થના કરે છે એ જ

બતાવી આપે છે કે એના જીવનમાં હજી કોઈક એવી વસ્તુની ઊણપ છે જે ખટકે છે, ખૂટે છે એટલે અર્થશાસ્ત્ર પણ પૂર્ણ સુખશાંતિ આપવા સમર્થ નથી

એવી જ રીતે રાજ્ય ચલાવનાર માણસો, એમને પાચ પાંચ વર્ષ સુધી સત્તાનો સંપૂર્ણ દોર આપવામા આવે અને એમ કહેવામાં આવે કે કાયદાઓથી કે હુકમથી તમે જે કાંઈ કરવા માગો તે કરીને પણ સુખ લાવો. પણ એ બધુ ય કરવા છતાં પ્રજાની ઉપર નિષ્ફળતાનો આરોપ મૂકીને જ્યારે એ નીકળી જાય છે ત્યારે આપણને એમ લાગે છે કે ખરે-ખર રાજ્યશાસ્ત્ર એ પણ દર્શન બનવા માટે યોગ્ય અને ઉચિત નથી.

ભોગશાસ્ત્ર, જેમા કહેવામા આવે છે કે ઇંદ્રિયો વડે તૃપ્તિ કરો, ભોગ ભોગવો, પણ એનીય મર્યાદા છે તમને ચ્હા બહુ ભાવતી હોય એટલે તમને એક કપ ચ્હા મળે તો તમને જરા મઝા આવે. પછી બે કપ આવે, પછી પાંચ કપ આવે, પછી દશ કપ આવે, કોઈ કહે કે તમે પીએ જ જાઓ. પછી તમે હાથ જોડો ત્યા પેલો કહે કે જેટલા કપ પીઓ એટલી તમને હુ ગીની આપતો જાઉં છું. તમારામા બહુ જોર હોય તો તમે પદર અને વીસ કપ પી જાઓ પછી એક મર્યાદા આવીને ઊભી રહે છે. પછી કહે કે હવે હુ બે ગીની આપુ કદાચ ગીનીના માર્યા એક કપ વધારે પી જાઓ પછી પેલો કહે કે હવે એક કપની ત્રણ ગીની આપુ. તમે કેટલીક પીવાના? જો એ માણસ ત્યાં મર્યાદા ન મૂકે તો ઊલટી થાય, માંદો પડે, બીમાર થાય અને સ્મશાન ભેગો થઈ જાય, ગીનીઓ એમની એમ રહી જાય!

તો, દુનિયાની આ બધી વસ્તુઓ આપણને બતાવે છે કે સંસારનાં આ વૈદકશાસ્ત્ર કહો, અર્થશાસ્ત્ર કહો કે પછી રાજ્યશાસ્ત્ર કહો—એ ગમે એવા શક્તિશાળી હોય, તો પણ એ મર્યાદિત સુખ આપી શકે, પૂર્ણ અને શાશ્વત નહિ જ.

અમર્યાદિત સુખ આપનાર, શાશ્વત સુખ આપનાર, જે સુખ આવ્યા પછી દુઃખનો સંભવ જ ન હોય એવું સુખ આપનાર જગતમા કોઈ હોય તો એ આત્મદર્શન છે. આત્મ-દર્શન કોઈ દાવો નથી કરતું, અને એ કોઈ દહાડો બજારમાં આવીને એમ પણ નથી કહેતું કે મારા વિના તમને નહિ ચાલે. પણ તમે જો શોધ કરશો તો તમને અંતે ખબર પડશે કે એના વિના આપણને ચાલે એમ નથી. એ બોલતુ નથી; અને એટલા જ માટે ધર્મની ભાષા એ મૌનની ભાષા છે; એ મૌનમાં જ બધુ કહે છે, અને મૌનમા જ એનો અનુભવ થાય છે.

એટલા માટે ધર્મની બધી જ ક્રિયાઓ શાંતિપ્રધાન, યોગપ્રધાન, સંયમપ્રધાન, સમાધિપ્રધાન અને મૌનપ્રધાન છે. ધર્મક્રિયાઓમાં આ પાંચ વસ્તુઓ જેટલી આવતી જાય એટલુ તમારામાં ઊંડાણ આવે અને આત્મદર્શનનો તમને અનુભવ થતો જાય.

આત્મદર્શન—આત્મશાસ્ત્ર એ શાતિપ્રધાન છે. આપણે જેવા એ માર્ગે ચાલીએ ત્યાં અંદરથી સંભળાયઃ ઠરી જાઓ તમે ઠરશો ત્યારે જ તમારુ જે છે તે તમને દેખાશે. ઠરવાનુ જો કોઈ કહેતું હોય તો એક જ દર્શન કહે છે, અને તે આત્મદર્શન. કારણ કે જ્યા સુધી ઠરે નહિ ત્યાં સુધી પોતાની વસ્તુ પોતાને મળે નહિ. જ્યાં સુધી ચંચળતા

છે, જ્યા સુધી અસ્થિરતા છે, ત્યાં સુધી કોઈ પણ વસ્તુ દેખાય નહિ. ઠરે તે જ વરે.

તમે નદીમા નહાવા ગયા હો અને નહાતાં નહાતાં તમારી હીરાની વીંટી હાથમાંથી સરકીને પાણીમા પડી જાય. પાણીનો પ્રવાહ જો વહેતો હોય, તો એ પ્રવાહમા તળિયે પડેલી વસ્તુ તમને દેખાય નહિ. પણ એ પાણી જો શાંત હોય, તરંગ વગરનું હોય. સ્થિર હોય, તો તળિયે પડેલી વસ્તુ તરત દેખાઈ જાય.

જ્ઞાનીઓએ આપણને કહ્યુ કે અંદર સુખ છે પણ આ જીવ સમજતો નથી, ઠરતો નથી, અને ભમ્યા જ કરે છે. અને ભમવામાં તો આખુ જીવન પૂરુ થઇ જાય છે.

એવો કોઇ માણુસ તમે અહીં બતાવશો કે જે માણુસ ઘણી ઓળખાણુવાળો હોય, ઘણી પિછાનવાળો હોય, જેને ઘણા દોસ્તો હોય, ઘણા માણુસોની નામાવલિ જેની પાસે હોય અને આખી જિંદગી સુધી લોકોને રાજી રાજી કરતો ગયો હોય અને છેલ્લે એ પોતાના જીવનનુ કામ પૂરું કરીને ગયો હોય!

જ્ઞાનીઓએ કહ્યુ છે કે ભૌતિક વસ્તુઓમા કોઈના ય જીવનનું કામ પૂરુ થવાનુ જ નથી. તમને એમ લાગશે કે આ વર્ષે હુ નિવૃત્ત થાઉં છુ જે વખતે નિવૃત્ત થવાનો તમે વિચાર કરો એ જ વખતે પ્રવૃત્તિનો પ્રારંભ થાય છે. પણ લોકો અજ્ઞાન છે અને આ દીવાલની પાછળ શું છે એનો એમને ખ્યાલ નથી અહીં એ લોકોએ અમુક જાતની કલ્પનાઓ બાંધી છે કે અમને અમુક રૂપિયા મળી જાય તો સુખ થાય, પરણી જાઉં તો સુખ થાય, એક છોકરો

હોય તો સુખ થઇ જાય, અગર તો અમુક કાર્ય આ રીતે થાય તો સુખ થાય. પણ પૂર્ણ સુખ એમ મળવાનું નથી આ અતૃપ્તિ માણસને દોરતી દોરતી ઝાંઝવાનાં જળની જેમ ખેંચતી જ જાય છે.

તમે પણ આમ વિચાર કરતા કરતાં આટલાં વર્ષ કાઢ્યાં છે ને?–કે હમણાં સુખ આવે છે. આ વર્ષ જશે એટલે આવતું વર્ષ, આવતું વર્ષ જશે એટલે ...

જગતની મે ત્રણ વ્યાખ્યા બાંધી છે: સમજીને સરકવું એનુ નામ સસાર, જાણીને જીવવુ એનુ નામ જીવન અને મૂકિને મુક્ત થઈ જવું એનું નામ મોક્ષ

આ સસારમાં ડાહ્યો માણસ કોણ? જે સસારમાં રહે ખરો, પણ ધીમે ધીમે સરકતો જાય.

કો'કવાર ચારપાંચ ગુડાઓ તમને ઘેરી વળ્યા હોય અને તમે એકદમ ભાગવા જાઓ તો તમને છરો મારી દે એવી પરિસ્થિતિ હોય ત્યારે ધીમે ધીમે વાતો કરતાં કરતા એની પકડમાંથી તમે સરકવા કેવો કુશળતાભર્યો ઉપાય શોધો છો?

એમ આ સંસારમા પણ એ જ કામ કરવાનુ છે. આપણે સંસારના એક સકંજામા આવી ગયા છીએ તમે એકદમ ભાગવા જાઓ તો બધા ય લોકો તમારાં કપડાં ફાડી નાખે ત્યાં સુધી તમને વળગે. "નહિ, તમે નહિ જાઓ. તમારુ અમારે કામ છે." કારણકે રળીરળીને બધાયના પેટ ભરતા હોય અને ચિંતા કરતા હોય એવા વગર પગારના નોકર ક્યાંથી મળે? હું ઘણા વૃદ્ધ માણસોને જોઉ છું.

છેલ્લી ઘડી આવે ત્યાં સુધી એ દુકાને બેસે, છોકરાઓના છોકરાંને રમાડતાં રમાડતાં રાજી થાય અને મનમા માને · "આ છોકરાઓનુ મારા વગર કોણ કરશે?" પણ એ ગમારને ખબર નથી કે તું જો ચિંતામા ઉપડીશ તો તારુ કોણ કરશે?

યુવાનો પણ જાણે છે કે આજના જમાનામાં બસો રૂપિયા આપતા પણ પ્રામાણિક નોકર મળતો નથી, અને આ માણસ વગર પગારે ખાલી બે ટક રોટી ખાઈને આખો દહાડો આપણે માટે મહેનત કરતો હોય તો એમા શુ ખોટું છે!

એટલે એ લોકો તમને રાજી રાખવા જરૂર પ્રયત્ન કરે. પણ જીવે પોતે તો સમજવું જોઇએ કે "ભાઈ, હવે મારુ શુ? હુ આ બધુ સાચવ્યા કરીશ, લોકોને મળ્યા કરીશ, વેવાણો અને વેવાઇઓને મનાવ્યા કરીશ, સગા-વહાલાઓને બોલાવ્યા કરીશ, ગામમાં જેટલા લગન હોય એમા હાજરી આપ્યા કરીશ, જેટલી મોકાણ હોય એમાં રોયા કરીશ, તો જીવન આમ ને આમ પૂરુ થઈ જશે." હા, એમ કરનાર માણસને દુનિયા બહુ ડાહ્યો માણસ ગણશે, વ્યવ-હારકુશળ માનશે અને કહેશે કે આને ઘણી ઓળખાણ હતી.

પણ આત્માની ઓળખ વિના આ બધી જ ઓળખ નકામી છે આત્માની ઓળખ કરવા માટે આ મનુષ્યજન્મ જ શ્રેષ્ઠ છે, દેવોનો જન્મ પણ નહિ.

દેવો મનુષ્ય કરતાં ઘણા સમૃદ્ધ છે હીરાથી, પન્નાથી એ શોભતા હોય છે છતાય દેવનો ભવ માનવના ભવ કરતા ઊંચો નથી

આચાર્યશ્રી સ્વયભવસૂરીશ્વરે દશવૈકાલિકના પ્રારભમાં જે શ્લોક બનાવ્યો એ શ્લોક નથી, પણ જીવનમત્ર છે.

"धम्मो मंगलमुक्किट्ठं: अहिंसा संजमो तवो:
देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो।"

અહિંસા, સંયમ અને તપ—આ ત્રણ તત્ત્વયુક્ત એવો ધર્મ એ સર્વ મંગલોમા ઉત્કૃષ્ટ મંગળ છે. આ ધર્મ જેના હૈયામા વસે છે એને તો દેવો પણ નમન કરે છે.

એમણે કહ્યું કે બધા જ મંગળમાં પણ જો ઉત્તમ મંગળ કોઇ હોય તો તે ધર્મ છે.

આ અહિંસા, આ સંયમ અને આ તપ જેના હૃદયમાં ઊતરી જાય છે એને માણસો તો નમે પણ દેવતાઓ ય નમે છે.

કરોડપતિઓ આવીને મુનિને નમે એમાં મુનિએ કાંઇ ફૂલી જવાની જરૂર નથી. જો ફુલાય તો એ મુનિ ગમાર છે. એણે તો વિચારવાનું છે, જે ત્યાગને એ નમે છે તે એની પાસે છે? લોકો માણસને નથી નમતા, એણે જે ત્યાગ કર્યો છે એ ત્યાગને નમન કરે છે. એ ત્યાગ જેની પાસે છે એ બધાયને નમન કરાવે છે.

અને દેવતાઓ નમન કરે છે એ કયા ભાવથી નમે છે? આ માણસ ઘણી ઓળખાણવાળો છે, મોટો સત્તાધીશ છે, આને ઘણી ડિગ્રીઓ લાગેલી છે અગર તો એને ઘણી પદવીઓ મળેલી છે એટલે નહિ. એ જે નમન કરે છે એની પાછળ સદ્ભાવ છે: અહિંસા, સંયમ, તપ છે. તેને એ નમે છે.

જે માણસ અહિંસક છે એની પ્રવૃત્તિ કેવી હોય? એના જીવનથી, એની કરણીથી કોઈને ય દુઃખ ન થાય, ક્યાંય એ હિંસાનું નિમિત્ત ન બને. તેવી જ રીતે એ ય મનમાં

એમ વિચારે કે મારે કોઈનું ખરાબ શા માટે કરવુ જોઇએ? અને વાણીને વાપરતા વાપરતાં પણ એ અનેક વાર વિચાર કરે કે મારી વાણી કડવી તો નથી ને? નિર્દોષ ને મીઠી છે ને? લોકો કારેલાનું શાક બનાવતાં હોય તો પણ એમાં થોડો ગોળ નાખે છે–કડવાં ન લાગે એટલા માટે તો વિચાર કરો· માણસની વાણીમાં કટુતા હોય તો સાભળનારને કેટલુ દુ·ખ થાય! એટલે જ સાચો અહિંસક मनसा वचसा कर्मणा નિર્દોષ હોય છે

બીજા નંબરમાં સંયમ. આપણી પાંચેપાંચ અનિયંત્રિત ઇદ્રિયો રેસના ઘોડાઓ જેવી છે. એ નિયત્રિત હોય તો જ કાબૂમાં રહી શકે છે ઇદ્રિયો ઉપર સયમ લાવવો જોઇએ અને એ સંયમ વડે ઇદ્રિયોનો સુદરમાં સુદર ઉપયોગ કરવો જોઇએ

માણુસ નક્કી કરે કે મારે મારી ઇંદ્રિયોનો સારો ઉપયોગ કરવો છે તો એ કેટલુ સારુ કરી શકે! આંખથી નૈસર્ગિક સૌન્દર્યની સૃષ્ટિ મનમાં ભરી શકે, શ્રેષ્ઠ અને ઉત્તમ કક્ષાનુ વાચન કરી શકે, અને તત્ત્વજ્ઞાનના ઉમદા ભાવો મનમાં વસાવી શકે.

કાનથી કોઈની ય ગદી વાત સાભળીએ તો એના પ્રત્યે દુર્ભાવ કેળવાય કોઇનું ય ખરાબ સાંભળીએ એટલે એ વ્યક્તિ પ્રત્યે આપણા મનમાં અભાવ ઉત્પન્ન થઈ જ જાય છે, એના પ્રત્યે જે સદ્ભાવ હોય તે નીકળી જાય છે. માટે કોઇની ય મલિન વાત સાભળવી નહિ એના કરતાં કોઇ પ્રવચન સાભળ્યાં હોય, જીવનને પ્રેરણા અપિતી કોઈ કથા સાંભળી હોય, કોઇ મહાપુરુષના જીવનમાં બનેલી ગયેલી

સાચા બનાવો સાંભળ્યા હોય તો મન કેવુ સુવિકસિત બની જાય! ખરાબ વાતો ઘણીવાર આપણા દિવસો અને રાતોને બગાડી મારે છે, જ્યારે સારી વાત, સૂવા જતા પહેલાં સાભળેલી કે વિચારેલી એક સારી વાત–રાતને સુંદર ભાવોથી ભરી દે છે.

નિયમિત પ્રાર્થના કરતા હોઇએ, પ્રભુનુ સ્મરણ કરી, કોઈ મહાપુરુષનુ જીવનચરિત્ર વાચી, એ સુંદર સ્મરણોમાં અને સ્મરણોમા ઊંઘી જતા હોઇએ તો કદાચ સ્વપ્ન આવે તો એમાં પણ ભગવાનની મૂર્તિઓ, તીર્થ–સ્થળો, સંતોનો સમાગમ, પ્રકૃતિનુ પર્યટણ એવુ બધું જ આવવાનુ કેટલાકને સુદર સ્વપ્ન આવે ત્યારે નવાઈ લાગે કે આજે ભગવાન મને સ્વપ્નામાં દેખાયા! એક જ દહાડો સ્વપ્નામાં ભગવાન દેખાય એવું કેમ બને? રોજ શયતાનો દેખાય અને એક દહાડો ભગવાન દેખાય એટલે આશ્ચર્ય ન થાય તો શું થાય? પણ રોજ ભગવાન દેખાય એવુ થવા માટે સૂતા પહેલા પૂરી શાંતિ જોઇએ કાનમાં સારા શબ્દો ગુંજતા હોય, આખમા સુંદર છબીઓનુ દર્શન હોય અને પ્રાણોમાં પ્રભુતાનો પરાગ હોય તેનું નામ સંયમી જીવન

અહિંસા, સંયમ પછી આવે છે તપ. માણસને કોઇ પણ ક્ષેત્રમા આગળ વધવું હોય તો તપશ્ચર્યા અનિવાર્ય છે. તપશ્ચર્યા એટલે માત્ર એકાસણુ કે ઉપવાસ જ નહિ; બે કલાક પલાઠી વાળીને બેસવુ એ પણ તપ છે. "આ કામ હુ કરીને જ ઊઠીશ" એવા સંકલ્પથી તમે જે કર્યું એનુ નામ અભ્યંતર તપ કહેવાય. તમારી કાયાનો ઉત્સર્ગ કરી સંકલ્પ બળથી એટલી વાર તમે એક આસન પર બેઠા એ આંતરિક તપ છે દેખનારને ખ્યાલ ન આવે કે આ

તપ કરે છે પણ કરનાર સાધનામા છે એટલે અભ્યતર તપ ચાલુ છે

જીવનમાં જેટલાં શ્રેષ્ઠ કામ કરવાના છે એમા તપશ્ચર્યાની જરૂર છે. કોઈપણ મોટુ કામ તપશ્ચર્યા વિના સિદ્ધ થતુ નથી સહેલા કામો, ખાવાપીવાના કામો વગર તપશ્ચર્યાએ થઈ જવાનાં પણ દુનિયાના મોટા કામ તપશ્ચર્યા વિના થયા જાણ્યા નથી

અહિંસા, સંયમ અને તપ–આ ત્રણ વાત જેના હૃદયમા હોય તેને તો દેવતાઓ પણ નમન કરે છે

દુનિયામા દેવો બહુ ઉત્તમ અને મોટા કહેવાય છે પણ દેવોને મન આવો માણસ વધારે ઉત્તમ છે, એનુ કારણ એ કે આત્મદર્શન જો કોઈ કરી શકે, આત્માનો વિકાસ જો કોઇ કરી શકે અને આ દેહ દ્વારા મોક્ષ જો કોઈ મેળવી શકે તો તે એક માત્ર માણસ જ છે

આ શરીર એ સામાન્ય વસ્તુ નથી. આ શરીરથી મોક્ષ મળે છે આ દુનિયામા આ શરીર જેવું ઉત્તમ સાધન એક પણ નથી શરીરને તમે જરૂર જાળવજો પણ તે એક માત્ર સાધના માટે. 'પહેલું સુખ તે જાતે નર્યા ' એમ વૃદ્ધોએ કહ્યુ છે તે શા માટે? કારણકે એ મોક્ષનું સાધન છે, મોક્ષનું સાધન બનવા માટે સમર્થ છે. એ ત્યારે બને કે જ્યારે તમારા મનમા તમારું ધ્યેય નિશ્ચિત હોય. મૂકીને મુક્ત થવુ એટલે મોક્ષ એ મોક્ષ મેળવવા માટે મારે આ સંસારમાથી સમજીને સરકતા રહેવુ જોઇએ.

જીવ અજ્ઞાનથી આવૃત છે એટલે એ સમજીને સરકતો નથી. છેલ્લી ઘડી સુધી વસ્તુઓમાં એની મમતા રહે છે.

મને એક પ્રસગ યાદ આવે છે. જબલપુર પાસે ધૂવાધાર કરીને એક પાણીનો ધોધ છે. એ ધોધમાં પાણી ખૂબ ઉપરથી પડે છે અને નીચે પથ્થરની મોટી મોટી જે શિલાઓ છે એના ઉપર પછડાય છે ત્યારે પાણીની એટલી બધી ઝીણી કણુ થાય કે જાણે ધુમાડો હોય એવું દૂરથી લાગે. એ દૃશ્ય બહુ જ મનોહર છે. એ જોવા માટે લોકો દૂરદૂરથી આવે છે.

એક વાર યુરોપથી ત્રણુ મિત્રો મોટા દૂરબીન સાથે આ જોવા આવ્યા હતા. એક ટેકરી ઉપર ચઢીને દૂરથી આવતા આ પાણીના પ્રવાહને એ જોઇ રહ્યા હતા. એ પાણીનો પ્રવાહ આવે છે અને આવતો આવતો પેલી કિનાર ઉપર આવે, ત્યાંથી પછડાય અને ચૂરેચૂરા થઈ વિખરાય.

એમણે દૂરબીનથી જોયુ તો માણસનું એક મડદું પાણીના પ્રવાહ ઉપર તરતુ તરતુ આવી રહ્યું હતુ, એ મડદું પાણી પર હોવાથી ફુલાઈ ગયુ હતું, અને એના ઉપર એક સમડી તાકી રહી હતી. સમડીને પ્રલોભન થયું. લાવ, હું આમાંથી થોડુ ખાઇ લઉં. એટલે અનંત આકાશમા સ્વતંત્ર રીતે ઊડતી સમડી એ મડદાને ખાવા માટે એકદમ નીચે ઊતરી અને એ મડદા ઉપર બેસી ગઈ.

મડદુ પાણીના પ્રવાહ ઉપર છે. પ્રવાહ જોરથી વહી રહ્યો છે તો મડદું પણુ સ્થિર નથી. એ પણુ પ્રવાહની સાથે તણાઇ રહ્યુ છે. પણુ મડદા પર બેઠેલ સમડીને બધુ સ્થિર લાગે છે, કારણકે એનું ચિત્ત ખાવામા મગ્ન છે.

એણે તો પેલા મડદામાં ચાંચ મારી અને એનું માંસ ખાવા એ મ ડી પડી. મડદાની ગતિ ચાલુ છે ત્યાં સમડીને

જરા ભાન આવ્યું અગર તો એમ કહો કે થોડો વિચાર આવ્યો, રે, આ કિનાર તો નજીક આવે છે જો હું નહિ ઊડું તો આ મડદા ભેગી પાણીમાં હું પણ અપડાઈ મરી જવાની. એણે પોતાની પાખો તૈયાર કરી અને આસપાસ જોયું હજુ કિનાર દૂર છે. હમણાં હું ઊડી જાઉં છું.

પણ ઊડવાની ભાવના કરતાં ખાવાની લાલસા બહુ જબરી હતી. સ્વતંત્રતાના આનંદ કરતાં વસ્તુઓની મમતા બહુ તીવ્ર હોય છે.

સમડી સમજે છે કે ઊડ્યા વિના છૂટકો નથી. જો નહિ ઊડું તો મડદાની ભેગી હું હમણાં જ પછડાઈ જવાની. જ્યાં પાણીની કણ થઈ જાય અને ધુમાડાની જેમ થઈને ઊડે ત્યાં આ સમડીનું શું ગજું કે જીવી શકે? પણ પેલું આકર્ષણ, કયું આકર્ષણ? પેલું માસ ખાવાનું આકર્ષણ, મમતાનું આકર્ષણ, એ એટલું તીવ્ર હતું, એવું આસક્તિવાળું હતું કે એને સત્ય સ્પષ્ટ દેખાતું નહોતું. જરાક ખાઈ લઉં એમ વિચારી ફરીથી એમાં મોઢું નાખ્યું ત્યાં કિનાર આવી ગઈ. અને પાણીનો પ્રવાહ, પેલું મડદું, સમડી સૌના ચૂરેચૂરા!

પેલા ત્રણે મિત્રોએ દૂરબીનથી આ દૃશ્ય જોયું. આ દૃશ્યની છાપ એમના ચિત્ત પર એટલી ઊંડી પડી કે એકે તો પોતાની આત્મકથામાં આ પ્રસંગ લખ્યો.

સ્વતંત્રતા કરતાં મમતાનું આકર્ષણ કેવું તીવ્ર હોય છે અને તે કેવો ભ્રમ ખડો કરે છે!

માણસ પણ એવો જ છે કાળરૂપી પ્રવાહ ઉપર આ દેહરૂપી મડદામાં સમડી જેવો સ્વતંત્ર આત્મા બેઠો છે.

કાળનો પ્રવાહ તો વહે જ જાય છે, કેલેન્ડરો બદલાતા જાય છે, લોકો વર્ષગાંઠ ઊજવે છે. પણ ખરી રીતે તો ધૂંવાધારની નજીક આવતા જાય છે. ધીમે ધીમે પોતે તણાતા જાય છે પણ ઉપયોગ નથી માણસ બીજાઓને મરતા જુએ છે પણ પોતાનો વિચાર નથી કરતો

આ જ રીતે માણસો સમડીની જેમ આ મમતાના મડદામા ચોટી રહ્યા છે. એમ ન માનશો કે લોકો જાણતા નથી બીજાને શિખામણ દેવા બેસે તો એમ જ કહે કે હવે તમે છૂટી જાઓ. પણ પોતાનો વારો આવે છે ત્યારે એ એમ કહે કે ભાઈ, મારી સ્થિતિ તો હુ સમજું. કારણકે મારાં છોકરાઓ, મારું કુટુંબ, મારા ભાઈઓ અને મેં જે વળગાડ ઊભો કર્યો છે એ બધું એવુ વિકટ છે કે એમાંથી એકદમ છૂટવુ મુશ્કેલ છે.

માણસ જાગૃતિના પ્રભાતમાં પોતે પોતાની રીતે વિચાર નહિ કરે તો એની સ્થિતિ એ થવાની જે સમડીની છેલ્લી ઘડીએ થઈ. કાળના પ્રવાહમા માણસ તણાઈ જવાનો. કાળનો પ્રવાહ વાટ જોઈને ઊભો રહેતો નથી. એને એ વિચાર નથી આવતો કે આ માણસને થોડું કામ બાકી રહી ગયુ છે તો પૂરુ કરે ત્યાં સુધી રોકાઇ જાઉં. કાળ તો ઝડપથી વહી જ રહ્યો છે.

હુ કો'કવાર મારા દીક્ષાના દિવસને યાદ કરુ છું ત્યારે મને થાય છે કે એ દિવસોમાં જે જન્મ્યા હતા એ આજે યુવાન થઇ ગયા છે. જે યુવાન હતા તે વૃદ્ધ થઇ ગયા છે અને જે વૃદ્ધ હતા એ સ્વર્ગે સિધાવી ગયા છે કાળ માણસને કેવી રીતે માપી રહ્યો છે, કાળ વહી રહ્યો છે છતાં માણસના

મનમાં મમતાનું એક ખેચાણ એવુ પડ્યું છે કે એને કારણે એ પૂર્ણ રીતે જાગતો જ નથી. હા, કદીક એ જાગી જાય છે, કદીક કદીક એ સારા વિચારો પણ કરી નાખે છે પણ ફરીથી પેલુ આવરણ આવીને એના ઉપર એવુ બેસી જાય છે કે પાછો એ રાગદ્વેષના કીચડમા ખૂચી જાય છે.

માણસના મન ઉપર મમતા એવું આવરણ લાવીને નાખે છે કે એકવાર જાગ્રત બનેલ આત્મા પણ પાછો ભુલ-ભુલામણીમાં ફેકાઈ જાય છે. એવો ભુલભુલામણીમાં ફેકાય કે એક વખત નિવૃત્ત થયેલા આત્માને પણ પાછુ પ્રવૃત્તિનુ જોતરુ વળગી જાય છે અને એ પ્રવૃત્તિના જોતરામાં ખેચાતો જાય છે. અને પછી તો એમા એવો અટવાય છે કે પોતાને માટે એક કલાક કાઢવો હોય તો પણ એ કાઢી ન શકે.

જ્ઞાનીઓ પૂછે છે: "આ માનવદેહ જેને દેવતાઓ નમન કરે છે, એવા માનવદેહને તુ માત્ર આહાર, નિદ્રા, ભય અને મૈથુનમાં પૂરો કરી નાખીશ? આ માનવદેહ જે દેવદુર્લભ છે, એને માત્ર થોડુ ધન ભેગુ કરવામા, થોડા મકાનોનો સગ્રહ કરવામા, થોડી પદવીઓ લેવામા અને થોડીક વાહવાહ કહેવડાવવામા સમાપ્ત કરીશ? તો જીવનના સમગ્ર દુઃખનો નાશ કરનાર અને પરમસુખની પ્રાપ્તિરૂપ મોક્ષને ક્યારે મેળવીશ?"

આત્મદર્શન આ મૂળ વસ્તુની મહત્તા સમજાવે છે, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, અને નીતિશાસ્ત્ર ભૌતિક વસ્તુઓ તરફ દૃષ્ટિ રાખે છે, જ્યારે આત્મશાસ્ત્ર પારમાર્થિક સત્યને લક્ષ્યમા રાખે છે. અહીં જ આ ભેદરેખા દેખાય છે.

આત્મશાસ્ત્રના પરિશીલનથી ચિત્તમાં શાતિનો, બુદ્ધિમાં વિવેકનો અને હૃદયમાં સંતાપનો ઉદય થાય છે

ચિત્તને શાંતિની જરૂર છે. "अशान्तस्य कुतः सुखम्" અશાન્તને સુખ ક્યાથી ? એ ખાવા બેસે તો ખાવામા ય એને આનંદ નહિ. અશાન્તિથી ખાનારના મોઢા ઉપર જે આનદ ન હોય તે ઘણીવાર શાન્ત તપસ્વીના મોઢા ઉપર હોય છે એનુ કારણ એ કે એને ખાવાનુ નથી પણ ચિત્તમાં શાતિ તો છે જ ચિત્તમા શાંતિ ન હોય એવા કોઇ તાજમહાલની પાર્ટીમાં જઈ આવેલાને પૂછો કે તમે શું ખાઇને આવ્યા ? તો કહેશે ભૂલી ગયો. કારણકે એ ધમાલમાં પડેલો હતો, એવી પરિસ્થિતિમાં વસ્તુનો આસ્વાદ એ ક્યાંથી માણી શકે ? પણ આવો અશાંત, ધમાલિયો આસ્વાદને માણી નથી શક્યો એટલા માત્રથી એને અનાસક્ત ન કહેવાય. આસક્તિ તો છે, પણ અવકાશ નથી.

સુખ વસ્તુમા નથી, તમારા ચિત્તમા છે. એ ચિત્તમા જો શાતિ ન હોય તો દુનિયાની સમગ્ર વસ્તુઓ આપી દેવામા આવે તો પણ માણસ સુખી બની શકતો નથી. એટલે ડી વસ્તુઓ ભલે મળે પણ તમે પ્રાર્થના એ કરો કે શાતિ મળે.

કેટલાક માણસોની એવી માન્યતા હોય છે કે હુ નહિ હોઉ તો આ બધાનુ શુ થશે. અને આમ માની ધમાલ અને ધાંધલ કરતા હોય છે. પણ લખી રાખજો કે તમે નહિ હો તો જગત વિધુર નથી બની જવાનુ. જગત તો એમ જ ચાલ્યા કરવાનું છે. કોઇ એમ માનતો હોય કે હું નહિ હોઉ તો શુ થશે ! અરે ભાઇ ! તું નહોતો તો પણ જગત ચાલતુ હતુ અને તું નહિ હોય તો પણ જગત ચાલવાનુ

છે. મોટા મોટો રાજાધિરાજ ચાલ્યા જાય તો પણ રાજ્યના કારભાર બંધ થતા નથી, તો ઘરનો એક માણુસ ચાલ્યો જાય તો શુ થવાનુ છે?

એટલે કોઈ પણ બાબતમાં બહુ ધમાલ કરવાની જરૂર નથી. એક જ નિર્ણય કરવાનો કે મારે જે કાંઇ પ્રવૃત્તિ કરવાની છે એ બહુ શાંતિથી કરવાની છે. કોઈ tensionની જરૂર નથી. અને એ શાંતિનું જીવન જેટલી ક્ષણો જિવાય, જેટલા કલાકો જિવાય અને જેટલાં વર્ષો જિવાય એ જ તમારું જીવન છે; બાકી બધુ તો માત્ર જીવન પૂરું કરવાનુ.

યોગીરાજ શ્રી આનંદઘને તો ગાયુ.

"આઠ પહોરકી ચોસઠ ઘડીયાં, દો ઘડીયાં તેરી સાચી,
પ્રભુ ભજ લે મેરા દિલ રાજી"

રાત–દિવસ મળી આઠ પ્રહર છે એમાં જો સાચી ઘડીઓ હોય, શાંતિની ઘડીઓ હોય તો તે બે છે જેમા પ્રભુને ભજતો ભજતો તું તને રાજી કરે છે, અંદરવાળાને રાજી કરે છે. દેહ નહિ, મન નહિ, મગજ નહિ પણ અંદરનાને રાજી કરવાનો છે.

મે એવા માણુસોને પણ જોયા છે જે બજારમાંથી પૈસો ખૂબ કમાઈને આવ્યા હોય છતાં રાજી ન હોય અંદર બેઠેલો કહે કે, તુ કયા કમાયો છે? તે તો લૂટ કરી છે, બીજાને છેતરી નાખ્યો છે. ખીસા તર હોય પણ જીવ અંદર બળ્યા કરતો હોય. અંદર એમ થાય કે મે આ શુ કરી નાખ્યું?

એને રાજી કરવો એ જુદી વાત છે. એક ગરીબ માણુસ હતો. બહુ જ વૃદ્ધ હોવાથી કઈ કામ નહોતો કરી શકતો.

જરૂર પડે ત્યારે કોઈની પાસે માગી લેતો. એક દિવસ સવારના એ ચાલ્યો જતો હતો. એને કકડીને ભૂખ લાગી. સામેથી એક માણસ આવતો હતો. એનું ખીસુ બહુ મોટુ હતુ. એમા ચણા ભરેલા હતા. આણે એની પાસે માગણી કરી. પેલાએ કહ્યુ કે "મારી પાસે બીજું તો કંઈ જ નથી. માત્ર ખીસામા ચણા છે." એણે હસીને કહ્યું, "ભાઈ! ભૂખ્યાને બીજુ શુ જોઈએ?" એટલે એણે મૂઠી ભરીને ચણા આપ્યા. એ ચણા લઈને એની ઝૂપડીમાં ગયો અને ખાવા બેઠો. જોયુ તો એની અંદર એક ગીની આવી ગઈ હતી! આપનારના ખીસામાં ગીની હશે તે ભૂલથી ચણા ભેગી આવી ગઈ.

એણે ચણા ખાધા અને ગીની કપડાના છેડામાં બાંધી રાખી મૂકી એને રાતના સૂતા સૂતા વિચાર આવ્યો: પેલા સજ્જને ચણા આપેલા, ગીની જાણીને તો નથી જ આપી. ભૂલથી ગીની આવી ગઈ છે આ ગીની રાખી લઉં તો મહિનાઓ સુધી મારે ચણા નહિ માગવા પડે. પણ અંદરથી આત્મા કહે કે આ તો એક જાતની ચોરી છે, અન્યાય છે એણે તને આપ્યુ નથી છતા તારે રાખી લેવું છે? ભલમનસાઈનો આવો દુરુપયોગ!

આખી રાત એ અશાંતિમાં સૂતો સૂતો વિચાર કરતો રહ્યો: મન કહે કે રાખી લે, આત્મા કહે કે પાછી આપી દે, મન કહે કે તારો મહિનો સારો જશે. આત્મા કહે છે કે મહિનો તારો બગડી જશે મન કહે છે કે આટલો પૈસો વારંવાર તને ક્યા મળવાનો છે? પણ આત્મા કહે છે કે આવા અન્યાયના પૈસાથી તુ સુખી ક્યાં થવાનો છે? આમ રાતભર ઘર્ષણ ચાલ્યા જ કર્યું!

આવો વિવેક કોને જાગે? જાગ્રત હોય તેને. જેનો આત્મા બુઠ્ઠો બની ગયો છે અગર તો આવરણ વડે પોતાની જાતને ગુમાવી નાખી છે તેને તો આ પ્રશ્નો ઊઠતા જ નથી. જે જાગ્રત છે, જેને આવું ઘર્ષણ ઊભુ થાય છે એનામાં એ શુદ્ધિ લાવે છે, એને પૂર્ણતા તરફ લઈ જાય છે

આ વૃદ્ધે સારી રાત ચિન્તનમાં વિતાવી. પ્રભાતે એ નિર્ણય સાથે ઊઠ્યો અને પેલા સજ્જનની શોધમા નીકળી પડ્યો. જે ઠેકાણે એ સવારે ફરવા આવતો અને જે બાકડા ઉપર બેસતો ત્યા ગયો. જોયુ તો પેલો સજ્જન બેઠો હતો "લો, ભાઈ, આ તમારી ગીની!" પેલો આશ્ચર્ય પામી ગયો. "ગીની! ક્યાથી લાવ્યા?" કહ્યુ: "તમે મને કાલે ચણા આપ્યા એની ભેગી આ ગીની આવી છે" પુત્રના સગપણ પ્રસગે આવેલી ગીની એના ખીસામા જ રહી ગયેલી એણે આશ્ચર્યથી પૂછ્યુ "આવી ગરીબી છે છતા તમને ગીની પાછી આપવાનુ મન કેમ થયુ?"

એણે કહ્યુ: "મારા ઘરમા કજિયો થયો એક કહે, 'રાખો' બીજો કહે, 'આપી દો'." પેલા ભાઈએ પૂછ્યુ "તમે તો કાલે કહેતા હતા કે હું એકલો જ છુ અને મારી ખબર કાઢનાર કોઈ નથી અને હમણા કહો છો કે ઘરમા કજિયો થયો. તો કજિયો કોની સાથે થયો?"

વૃદ્ધના ગાલ પર પ્રસન્નતાની સુરખી આવી. "ઘર એટલે શરીર અને કજિયો મન અને આત્મા વચ્ચે. એ બેને કજિયો થયો. મન રાખવાનુ કહેતુ હતું, અને આત્મા આપવાનુ કહેતો હતો. આખી રાત કજિયો ચાલ્યો. એમાં આત્માનો વિજય થયો, મનને હરાવી દીધુ એટલે આ ગીની આપવા હું આવ્યો છુ."

પેલા માણસને થયુ : આવા માણસનો સંગ મને કામનો છે. બોલ્યો: "હવે તમારે કોઇ ઠેકાણે જવાની જરૂર નથી. બે ટંક આવીને મારી સાથે જમો, કલાક બે કલાક આવી જ્ઞાનગોષ્ઠિ કરો. તમારી વાણીનો, તમારા સત્સંગનો મને સંગ કરવા દો. મારો અતિથિસત્કાર સફળ થશે."

એવા માણસો આપણી પડખે જોઈએ. જેમનામાં મન અને આત્મા વચ્ચેનો વિવેક હોય, ઘર્ષણમાં આત્માનો જ વિજય હોય, આંતરિક વિજયનો આનંદ હોય.

તમને પણ એ અનુભવ નથી થયો કે જે દિવસે સારું કામ કરીને આત્મા હસી જાય છે તે દિવસનો આનંદ એ જિંદગીનો મોટામા મોટો આનદ હોય છે. એ આનંદ મેળવવા માટે જ સમગ્ર જીવનનો પ્રયત્ન છે.

ઘણીવાર ધન–વૈભવ મળી જાય છતાં માહ્યલો રાજી નથી થતો. માહ્યલાને રાજી કરવો એ સહુથી કઠિન વાત છે. બીજા બધાયને સમજાવી શકીએ પણ એ નથી સમજતો, કારણકે એ સૌથી વધારે સમજે છે–બીજા બધા જે સમજે છે એના કરતાં એ વધારે સમજે છે. સર્વજ્ઞ કોટિનો હોય તો તે આત્મા છે. તમારી દલીલો, તમારા તર્ક, તમારી સમજણ, એને સમજાવી શકતાં નથી. અંદર છે એને સમજાવવા માટે તો પોતે પોતાની મૂળ અવસ્થામાં આવે તો જ સમજીને રાજી થાય છે.

એટલે આનંદઘનજી એ લલકાર્યું:

"પ્રભુ ભજ લે મેરા દિલ રાજી!"

પ્રભુ! હું જ્યારે તમારી સાથે એકાકાર બનું છુ તે જ સાચી અને સફળ ઘડીઓ છે

તો આપણું જીવન કેલેન્ડરથી નથી મપાતુ, આવી ઘડીઓથી મપાય છે અને જીવન વર્ષોથી નહિ, પણ આવી સુખદ અને આનદમય પળોથી ધન્ય બને છે.

એવી નોંધપોથી હોય તો કેવુ સારુ! જેમા સંતોના સમાગમની મીઠી યાદ હોય, પ્રવચનની ટૂકી નોધ હોય, દાન દઈને તમે ઔદાર્યનો ઉત્સવ માણ્યો હોય એનું શુભ સ્મરણ હોય. કોઈક ઢળતી સાજે અગર ઊઘડતા પ્રભાતે તમે એ નોધપોથો લઇને બેસો અને વાંચતા વાચતાં અનુભવો કે તમારા જીવનની કિતાબમા કેવા સુદર પ્રસગો પ્રતિષ્ઠા પામી ગયા! એ સુંદર પ્રસગો એ જ સાચું જીવન છે એની યાદમા પણ અદ્દ્ભુત આનંદ છે, જેમા જીવન યાદગાર બને છે

જીવનમા યાદ કરવા જેવુ શુ છે એ આપણે સમજવાનુ છે. યાદ કરવા જેવુ આ શાંતિ, આ સંતોષ અને આ તૃપ્તિ–એ જ જીવનના મહત્ત્વવાળાં સાર્થક ઉત્તમ તત્ત્વો છે.

આત્માનું દર્શન થાય પછી અર્થશાસ્ત્ર, ભોગશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, કામશાસ્ત્ર, નીતિશાસ્ત્ર. અને રાજ્યશાસ્ત્ર–એ બધાં ય શાસ્ત્રો આત્મશાસ્ત્ર આગળ સામાન્ય શાસ્ત્ર લાગે છે.

બધા જ દર્શનો અને શાસ્ત્રોમા સમ્રાટનું સ્થાન ભોગવતું હોય તો આ આત્મદર્શન છે, આ આત્મશાસ્ત્ર છે.

આ આત્મદર્શન કરવા માટે આ ત્રણ ભૂમિકા છે· જે સસારમાં તમે છો એમાથી સમજીને સરકવું એનું નામ

સંસાર. ધીરે ધીરે સરકતા જાઓ, સમય આવે એટલે કહો "આ નીકળ્યો! ચાલો!" આને સમજીને સરકવાનું કહેવાય. ભલે તમે એકદમ ન સરકી શકો પણ સરકવાનું છે એ ભૂલશો નહિ.

ગાડી જ્યારે રીવર્સમાં લેવાની હોય ત્યારે ડ્રાઈવર કેવો સાવધાન હોય છે! કારણકે એને ગાડી ગલીમાંથી બહાર કાઢવી છે.

એમ આ સંસારરૂપી સાંકડી ગલીમાં જો તમે ભરાઈ ગયા હો તો સમજીને સરકતા જવું. બીજો વિચાર તે જાણીને જીવવું. જેટલું જીવન જીવો એ જાણીને જીવો. જાણીને જાગ્રતિથી જીવવું એનું નામ જ જીવન, અને ત્રીજો વિચાર તે મમતાને મૂકી જીવનમુક્ત થવું; એનું નામ જ મોક્ષ છે.

જીવનદર્શન કરવું હોય તો આ ત્રણે ય વસ્તુને વિચારવી પડશે. સમજીને સરકનાર, જાણીને જીવનાર અને મમતાને મૂકી મુક્ત બનનાર જ પરમસુખને પામી શાંતિમાં પ્રતિષ્ઠિત થાય છે.



# સમ્યગ્દર્શન

સમ્યગ્દર્શન અને મિથ્યાદર્શન એ કોઈ સંપ્રદાયનાં નામ નથી અને એવો એ કોઈ પંથ નથી કે અમુક વ્યકિતને માની લો એટલે સમ્યગ્દર્શન અને અમુકને નહિ માનો એટલે મિથ્યાદર્શન. મિથ્યાદર્શન એ શબ્દ જ બતાવી આપે છે કે એ ખોટું દર્શન છે, એ ભ્રમવાળું દર્શન છે, એ મિથ્યાદર્શન છે. મિથ્યાત્વ મટી જાય અને સાચું દર્શન પ્રાપ્ત થાય એનું નામ સમ્યગ્દર્શન.

સમ્યગ્દર્શન એટલે શું ? આ શરીરમાં એક એવું પ્રકાશમય તત્ત્વ પડયુ છે જે તત્ત્વ સાધના કરે તો ઊંચામાં ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરી શકે અને પરમાત્મા બની શકે. દુનિયામાં જે મહાત્માઓ બન્યાં, પ્રગતિશીલ સંતો બન્યા અને વિશ્વના કલ્યાણમાં જેમણે કાંઈક ફાળો આપ્યો એવા પ્રકાશવંતા શકિતશાળી માણસો બન્યા તે આમાથી જ. પણ બન્યા કયારે ? આત્માનો વિકાસ કરતા ગયા ત્યારે. એ મહાત્મા બની ગયા તો હું મારા આત્માને એવો શા માટે ન બનાવું ? જેવો આત્મા બીજામાં છે એવો જ આત્મા મારામાં પડેલો છે એ જાતનું જ્યારથી જ્ઞાન થાય, જ્યારથી એવી દૃષ્ટિ ઊઘડે, જ્યારથી આ આત્મતત્ત્વની અનુભૂતિ થાય ત્યારથી સમ્યગ્દર્શનનો પ્રારંભ થાય છે.

એ સમ્યગ્‌દર્શન સ્થૂળ રીતે દુનિયામા કેવી રીતે ઊતરે છે એ જુઓ પોતાનુ દર્શન થયા પછી દેવનુ, ગુરુનું અને ધર્મનુ દર્શન થાય છે.

લોકો કહે છે દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધ રાખો. પણ પહેલા પોતાને પોતાનામા શ્રદ્ધા ઉત્પન્ન થવી જોઇએ. એમ થાય તો પછી દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા થાય જેને પોતાના ઉપર જ શ્રદ્ધા નથી એ દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા પણ કેવી રીતે મૂકવાનો?

એટલે પહેલા તો પોતાને સ્વનુ દર્શન થવું જોઈએ: હુ આત્મા છુ, હુ ચૈતન્ય છું, હુ મરી જનારો નથી, હુ જડ નથી. મારા તત્ત્વનુ અસ્તિત્વ જડથી ભિન્ન છે. દુનિયાના સાધનોના વિકાસમા નહિ પણ દુનિયાના સાધનોના હ્રાસમા મારો વિકાસ રહેલો છે.

આ ઉપરથી તમને લાગશે કે વ્યક્તિગત ભૌતિક સાધનોનો જેટલો જેટલો વિકાસ થતો જાય તેટલો તેટલો આત્માનો હ્રાસ થતો જાય છે.

ભૌતિક દૃષ્ટિ અને આધ્યાત્મિક દૃષ્ટિ વચ્ચે અતર છે. ભૌતિક દૃષ્ટિ એમ બતાવે છે કે સાધનોની વૃદ્ધિ એ ખરેખરી પ્રગતિ છે. જ્યારે આધ્યાત્મિક દૃષ્ટિ સૂચવે છે કે ભૌતિક સાધનો મળતા જાય તેમ આત્મા સાધનોમા અટવાતો જાય છે સમૃદ્ધિ વધતી જાય એમ એક રીતે જુઓ તો આત્માનો તો હ્રાસ થતો જાય છે કારણકે જેટલા પરના સાધન વધારે થવાનાં એટલી સ્વની સાધના ઓછી થવાની.

કોઈ એમ કહે કે આ માણસ પાસે ખૂબ પૈસો છે, એની સત્તા વિશાળ છે, ડિગ્રીઓ અનેક છે, મોટી પદવીઓ

છે એટલે એણે આધ્યાત્મિક સાધના કરી હોવી જોઈએ–તો એની સાથે હુ સંમત નહિ થાઉં. ભાઈ! આ બધા લક્ષણો એ આધ્યાત્મિક સાધનાનાં નહિ, ભૌતિક સાધનાના છે

આધ્યાત્મિક સાધના શુ છે? એ આવે એટલે ભૌતિકતા છૂટી જ જાય. નદીવર્ધને મહાવીરને કહ્યુ કે આવું રાજ્ય જેવુ રાજ્ય છોડીને તમે ક્યાં ચાલ્યા? અને આવો વૈભવ છોડીને તમે જંગલમા શાને જાઓ છો? ભગવાન મહાવીરને કહ્યુ: "હે નંદીવર્ધન! જે દુનિયાનુ રાજ્ય સાચવવા બેસી જાય છે એ આત્મા ઉપર કદી રાજ્ય કરી શકતો નથી. અને હુ આત્માનું રાજ્ય મેળવવા માટે આવ્યો છુ, નહિ કે દુનિયાનું રાજ્ય. આ રાજ્ય સામે પીઠ ફેરવીશ તો જ પેલુ રાજ્ય મેળવી શકીશ. આ રાજ્ય અને તે રાજ્ય, બેને સાથે રાખી કોઈપણ માણુસ મોક્ષ મેળવી શકેતો નથી."

કોઈ એમ કહેતુ હોય કે માણુસની પાસે પૈસો હોય, સત્તા હોય, પ્રતિષ્ઠા હોય એનાથી કલ્યાણ થાય છે, તો એ ભૂલ છે. આ સાધનો માત્ર પુણ્યના એક ચમકાર રૂપે આવે છે. એને તમે ધ્યેય ગણી નાખો, સાધ્યરૂપે ગણી નાખો તો જીવનનો એક ભ્રમ બની જાય જીવનની આ ભ્રમણા એ જ મિથ્યાત્વ છે.

સાચી દૃષ્ટિ પ્રાપ્ત થતા તમને નવુ જ જ્ઞાન પ્રાપ્ત થાય છે માનો કે તમે ધર્મ કરતા હો અને તમારી પાસેથી પૈસો ચાલ્યો જાય; તમે કોઈ મોટા સત્તાધીશ હો અને ધર્મ કરતા કદાચ તમે સત્તા ઉપરથી ઊતરી પણ જાઓ, તમે ધર્મ કરતા હો અને તમારી પ્રતિષ્ઠાને લોકો એકદમ ઝૂટવી લે અને તમારા ઉપર કીચડ ઊડે, તેમ છતા પણ તમને એમ થાય કે આ બધું જે થયુ એને અને મારા આત્માને

કાંઇ લાગતું-વળગતું નથી. પ્રતિષ્ઠા, કીર્તિ, ધન, પ્રસિદ્ધિ; વાહવાહ એ બધાંય ભૌતિક દુનિયાના પદાર્થો છે. અને આ બધું જવા છતાં આત્માનું સત્ત્વ તલમાત્ર ઓછું થતું નથી

સાધકે સાધનાકાળમાં કોઇ કારણે કલંકિત બનવું પડ્યું તો કલંકિત પણ બન્યા, પણ કલંકિત ન બનું એટલા ખાતર હું ધર્મને છોડી દઉં, આત્માની વાત છોડી દઉં એવો વિચાર એમણે નહોતો કર્યો.

ઝાંઝરિયા મુનિ અસત્યની સામે જો નમી ગયા હોત, દુનિયાની વાહવાહમાં આવી ગયા હોત તો શું થાત? પણ તેઓ અસત્ય સામે નમ્યા નહિ. એમણે તો કહ્યું કે લોકો જોડા મારે તો પણ શું થઇ ગયુ? મારો આત્મા સત્યની ઉપાસનામાં અચલ છે.

જેને આત્મદૃષ્ટિનું ભાન થાય છે એને એટલો જ ખ્યાલ આવે કે આ દેહ તો માત્ર એક કવર છે, એમાં રહેલો કાગળ જુદો જ છે. કવર અને કાગળ એ જૂદાં છે એ સમજવું બહુ મુશ્કેલ છે. મોટા ભાગના માણસોને તો આ દેહ એક કવર છે અને અંદર એક કાગળ છે એવો કોઇ ખ્યાલ જ નથી.

૧૫ પૈસાના કવરમાં લાખ રૂપિયાનો ચૅક પડયો હોય, તેથી કાંઇ પેલા ૧૫ પૈસાના કવરની કિંમત લાખ રૂપિયા થતી નથી; કિંમત તો પેલા લાખ રૂપિયાના ચૅકની છે.

એવી રીતે જ્ઞાનીઓએ કહ્યું કે આ દેહ છે એ તો એક ૧૫ પૈસાનું પરબીડિયું છે. એમાં જે ચૅક પડ્યો છે એની જ કિંમત છે. ચૅકને ઓળખવાની જે દૃષ્ટિ છે એનું નામ સમ્યગ્દર્શન.

જેને આ ખ્યાલ આવી જાય એ કવરને એવી રીતે ફાડે કે કવર ભલે ફાટે, પણ ચૅક ન ફાટે. કુશળ વ્યાપારી કવરને ગમે તે બાજુથી ફાડી નાખે. એને લાગે કે ચૅક ફાટી જાય એમ છે તો બીજી બાજુથી ફાડે, વચ્ચેથી ફાડે, જરૂર પડે તો આખુ કવર પણ ફાડી નાખે, એને ચૅક સાચવવો છે, કવરની સાથે કઈજ સંબધ નથી.

આ દૃષ્ટિ મળતા તમને થશે કે આત્માને જાળવીને હુ આ શરીરની પાસેથી કામ લઉં. શરીર એક કવર તરીકે જરૂર કામનુ છે. આ કવરની મહત્તા હોય તો એટલા પૂરતી જ કે એ પેલા ચૅકને એક ગામથી બીજે ગામ પહોંચાડવાનુ કામ કરે છે. આ શરીરની મહત્તા પણ એટલી જ છે. આ આત્માને મોક્ષ સુધી પહોચાડવામાં એ સાધનનું કામ કરે છે

આ દૃષ્ટિ આવ્યા પછી તમારુ શરીર ગમે ત્યાં હોય; મદિરમા હોય કે મસાણમા, પણ તમે જાગતા છો. તમે જાણો છો કે આ તો ઉપરનુ એક કવર છે, અંદરનો ચૅક હુ કોઈ જુદો જ છું.

ધર્મી આત્મા કોને કહેવાય ? જેના અંતરની આ દૃષ્ટિ ખૂલી હોય.

મને ઘણા કહે કે દેવ ઉપર, ગુરુ ઉપર, અને ધર્મ ઉપર મને ખૂબ શ્રદ્ધા છે. હું એમને પૂછું · "એવી જ જો શ્રદ્ધા હોય તો મુસલમાનને પણ એના ઈમામમા શ્રદ્ધા હોય છે, એને પણ એની મસ્જિદમાં શ્રદ્ધા હોય છે અને એને પણ એની નમાજમાં શ્રદ્ધા હોય છે. એમા અને સમ્યગ્ દૃષ્ટિમાં ફેર શું ?"

પણ ના! ત્યા આત્માની શ્રદ્ધા નથી, અહીં આત્માની શ્રદ્ધાથી શરૂઆત થાય છે.

આચારાંગ સૂત્રમા પહેલી વાત એ બતાવી કે "એગે જાયા" તું પહેલા આત્માને, એકને જાણ. એને જાણી લીધા પછી, એને સમજ્યા પછી, એનું જ્ઞાન થયા પછી પ્રાણી માત્રમા તારા જેવા આત્માનું દર્શન થશે, એના નાના-શા દુઃખનું પણ તને સંવેદનામાં સ્પર્શન થશે. પછી હિંસા તો સભવે જ કેમ?

એટલે દેવ, ગુરુ, અને ધર્મ શું થયા? સાધ્ય નહિ, સાધન થયા, નિમિત્ત થયા. સાધ્ય કોણ? આત્મા પોતે છે. કોઇ માણસને નિસરણી ઉપર ચઢવું પડે છે, શા માટે? ઉપર આવવા માટે. એટલે નિસરણી શુ થઇ? એક સાધન થયુ. એ સાધન જો ન હોય તો ઉપર ન આવી શકે. સાધન મહત્વનુ છે,-inevitable છે. એ અનિવાર્ય-indispensable ખરું પણ તમે ઉપર આવી ગયા પછી એનુ કાર્ય પૂરું થયું.

એમ દેવ, ગુરુ, અને ધર્મ મોક્ષ પામવામાં એક મહત્વનું સાધન છે, નિસરણી છે. પણ પહોચવાનું કોને? સાધકને પોતાને એટલે કહ્યુ કે આત્માની ઓળખથી સમ્યગ્ દર્શનનો પ્રારભ થાય છે.

ઘણે ઠેકાણે એમ કહેવામા આવે કે દેવમાં શ્રદ્ધા રાખો, ગુરુમાં શ્રદ્ધા રાખો, ધર્મમા શ્રદ્ધા રાખો. પણ ભાઈ! શ્રદ્ધા રાખનારો કોણ? એને તો ઓળખો શ્રદ્ધા શા માટે રાખવી એ આપણે જાણવુ પડશે શ્રદ્ધા રાખીને મેળવવાનુ શુ એ આપણે સમજવુ પડશે આ વસ્તુઓ જો આપણને

સમજાય નહિ તો મૂળ વાત એ છે કે શ્રદ્ધા રાખે અને એ શ્રદ્ધાના નામે ઝગડા કરે; શ્રદ્ધા રાખે અને એ શ્રદ્ધાના નામે રાગદ્વેષ વધારે એટલે શ્રદ્ધા તો છે પણ શ્રદ્ધા શા માટે રાખવી એ વાત ભુલાઇ ગઇ

નાનપણમા તમે આ વાત સાભળી હશે. કોઇ એક ભોળો આદમી માલ લઇને જતો હતો ત્યાં રસ્તામા એને ચોરો મળ્યા, એને લૂટ્યો. માલ બધો જ લૂટાઇ ગયો જ્યારે એ ઘરે આવ્યો ત્યારે લોકોએ એને પૂછ્યુ કે તારો બધો માલ ચોરાઇ ગયો છતાં તુ હસે છે કેમ? તો કહે કે ચોરો કેવા મૂર્ખા! માલ લૂટ્યો છે પણ ભરતિયું તો મારી પાસે પડ્યુ છે. એ વેચશે કેમ? એમને ભાવની ખબર પડશે કેમ?

આ વાત સાભળીને તમે કોઇકવાર હસ્યા હશો. પણ ખરેખર, જીવ એમ જ માને છે કે મારી પાસે શ્રદ્ધારૂપી ભરતિયુ છે. પેલો ભોળો માણસ જેમ ભરતિયાને પકડીને બેઠો છે એમ આ માણસો શ્રદ્ધાને પકડીને બેઠા છે. પણ એકલી શ્રદ્ધા શુ કામ લાગવાની? શ્રદ્ધા શા માટે રાખવી એ એક પ્રશ્ન છે જ્યા સુધી એનો નિર્ણય ન કરો, એ માટેનો તમને અનુભવ ન થાય, એની અનુભૂતિનો સ્પર્શ ન થાય ત્યા સુધી એ શ્રદ્ધા માત્ર ભરતિયાને વળગી રહેવા બરાબર જ છે. એવી શ્રદ્ધાને નામે અજ્ઞાન, મિથ્યાત્વ પોષાઇ જાય છે

સપ્રદાયા અને વ્યક્તિઓની શ્રદ્ધાથી માનવી ધર્મથી વંચિત થાય છે, તીર્થથી વચિત થાય છે અને સાચા સાધુઓથી વંચિત થાય છે. કહે છે કે મને તો અમુક દેવ, ગુરુ અને ધર્મ પર શ્રદ્ધા થઇ ગઇ. જેવી રીતે સુન્ની શિયા પાસે

ન જાય અને શિયા સુન્ની પાસે ન જાય એમ આ શ્રદ્ધાને નામે એક સંપ્રદાય, એક પંથ અને એક વ્યક્તિને વળગી રહે પછી માણસની જીવન દૃષ્ટિમા વિશાળતા અને પ્રકાશ આવે કેમ? સંકુચિતતા જીવનનું સત્યાનાશ વાળી નાખે છે. સાધના કરવાનો આ એક જ ભવ છે. એમાં વિકાસહીન અને વિશાળતાહીન જીવન કેમ પાલવે? સંપ્રદાયની તુચ્છ-તામાં જીવન પૂરું થયું તો ન પૂરી શકાય તેવું નુકસાન પોતાના આત્માને જ થવાનુ છે.

ચક્રવર્તીના સુખ ભોગવવા માટે બીજો ભવ મળે પણ ખરો, દેવલોકમાં તો તિર્યંચમાંથી પણ જવાય છે પણ મુક્તિ પામવા તો સાધન-સામગ્રીપૂર્ણ આ એક જ ઉત્તમ મનુષ્યજન્મ છે. બીજુ એવુ કોઇ સ્થાન નથી કે જ્યાથી મોક્ષે જવાનું હોય. અનુત્તર વિમાનમા ગયેલા કે જેમને મોક્ષ બહુ નજીક છે તેવાઓને પણ સાધના કરવા માટે આ માનવ જન્મમા આવવું પડે છે!

આ માનવજન્મમાં આપણા વિકાસનો વિચાર કરવાને બદલે આવી અજ્ઞાન શ્રદ્ધામા જીવન પૂરુ થઈ જાય તો આપણે જે મેળવવાનું છે. દૃષ્ટિ જે રીતે ખીલવવી છે અને આત્મઅવબોધ કરી સાધના દ્વારા આ એક જન્મમાં આપણે જે કામ કરી લેવાનુ છે તે રહી જશે

સાંજે લગ્ન હોય અને તમારે બધી જ તૈયારી કરવાની હોય તો તમે એ દિવસનો ઉપયોગ કેવી રીતે કરો છો? એ વખતે મિત્ર આવીને કહે કે ચાલો હૉટલમા જઈને બે ચાર કલાક બેસીએ, ગપ્પા મારીએ! તો તમે શુ કહો? તમે કહો કે "ભલા માણસ, સાંજે તો લગ્ન છે, આ કાઇ

ગપ્પાં મારવાનો સમય છે ?" પેલો કહે કે મારા ખરચે હુ તમને ચા પાઇશ, તો તમે તરત કહેશો "તુ સમજતો કેમ નથી. મારી પાસે સમય બહુ થોડો છે, તેને હુ કેવી રીતે નકામો વાપરી શકુ ? સાજે લગ્ન છે અને બધી તૈયારીઓ કરવાની છે."

જ્ઞાનીઓ કહે છે કે પરણવા બેઠેલો માણસ પણ આવી ભૂલ નથી કરતો, છતા કરે તો ય એને એટલુ નુકસાન ન થાય જેટલું આ આત્મા પ્રમાદ કરે તો થાય. છતાં મનુષ્ય તો પોતાનાકી મતી સમયને વેડફી જ રહ્યો છે. ગમે ત્યા બે કલાક ગપ્પાં મારવા હોય તો કહે, ચાલ. ખાલી પત્તા કૂટવામાં ચાર કલાક વેડફવા હોય તો કહે, ચાલ. પણ એ સમયને આપણે સ્વાધ્યાયથી, ચિંતનથી, અભ્યાસથી, ધ્યાનથી કે યોગથી ન ભરી દઈએ!

ધન અને ધાંધલમા પડેલા મનુષ્યને ન કોઇ સાધનનો ખ્યાલ છે, ન કોઇ તત્ત્વજ્ઞાનનો ખ્યાલ છે, ન તત્ત્વાર્થનો અભ્યાસ છે, ન કોઈ આત્મબોધ છે. જીવનુ સ્વરૂપ સમજવા માટે દૃષ્ટિનો વિકાસ થવો જોઇએ પણ તેમ થતુ નથી પરિણામ એ આવે કે આખુ આ જીવન, આ મોઘામા મોઘુ જીવન, એમનું એમ ખલાસ થઈ જાય છે.

માણસ કાઈ પણ કર્યા વિના ચાલ્યો જાય છે ત્યારે એની પાછળ રડવાનું થાય છે. રડવાનુ કોની પાછળ છે ? શા માટે રડવાનુ છે ? કાંઇ કર્યું નહિ એટલા માટે. લોકો કહે કે બાપડો ગયો ન અમારુ કર્યું, ન પોતાનું કર્યું. માણસને એમ લાગે છે કે હુ ઘણું જીવવાનો છુ. આથી જીવનની તૃષ્ણામા પાછળ રહેલાનું પણ કાઇ કરતો નથી

મહિના પહેલાંની વાત છે. હુ એક વ્યક્તિને ત્યાં ગયો હતો એ મરણપથારીએ હતા. મે કહ્યુ કે તમે હવે ધર્મધ્યાન કરો, જે કાંઈ દાન કરવું હોય એ કરી લો અને થોડીક તૈયારી કરો તો કહે "મહારાજ, શુ આપ એમ માનો છો કે હુ મરી જવાનો છુ? એટલા માટે મેં તમને બોલાવ્યા છે?" મે કહ્યુ "હું એટલા માટે નથી આવ્યો, હુ તો તમને એ કહેવા આવ્યો છું કે આત્માની સાધના કરવી હોય તો નિવૃત્તિ અનિવાર્ય છે" પેલા ભાઈ કહે "હુ તો પાછો ઊભો થઈ જવાનો છુ મહારાજ! તમે આવી કેવી વાત કરો છો? હજી તો મને પાંસઠ થયા છે. નિવૃત્તિ અત્યારે?" આવાને કહેવુ પણ શુ? મેં કહ્યું "તમે તો હજી સો વર્ષ જીવો એટલા સશક્ત છો, પણ જાગ્રત રહો એટલુ જ મારુ સૂચન છે ચાલો હું તમને ધર્મ સભળાવુ." ચાર દિવસ પછી સાંભળ્યુ કે એ ભાઈ તો ઊપડી ગય!

માણુસ અજ્ઞાનમા ન પોતાનુ કરે છે, ન પાછળ રહેલા સ્વજનોનુ કરે છે પણ માણુસ જો દૃષ્ટિવાળો હોય તો સ્વનું પણ કરે અને પરનુ પણ કરે

મને લાગે છે કે આજની જે દેહરૂપી કંપની–company છે એ ક્યારે ફડચામા–liquidationમા જાય અને એના સગારૂપી શૅરહોલ્ડરો રોતાં થઇ જાય એ ખબર પડે એમ નથી. ખરેખર વિચાર કરવા જાઓ તો આ સગા બધા જ શૅરહોલ્ડરો છે. કોઇકને નવ ટકા તો કોઈકને બાર ટકા મળ્યા જ કરે અને આ કાયારૂપી કંપની રળ્યા કરે. જેવી આ કાયારૂપી કંપની ગઈ એટલે સૌ રોવાના. એમા જેના વધારે શૅર છે એ વધારે રૂએ છે.

રડવુ કોને માટે છે? કંપની માટે નહિ, કંપનીનો નફો–profit બંધ થઈ ગયો એને માટે. ૯૦ કે ૮૦ વર્ષનો માણસ મરતો ત્યારે પહેલાંના જમાનામા લાડવાનું જમણ થતું, કારણકે કંપની રળતી જ નહોતી. એમા શૅરહોલ્ડરોને નાહવા–નિચોવવાનુ કાઇ જ નહિ, પણ યુવાન કંપની હોય, રળતી હોય, શરીર સારું હોય, બે પાચ હજારનો પગાર હોય અને જો એ એકદમ જાય તો એની આસપાસના શૅરહોલ્ડરોને થાય કે હવે આપણું શુ ? એટલે ખરી રીતે આત્મા માટે કોઇ રડતુ નથી. વૃદ્ધ જાય ત્યારે તમે શુ કહે છો? ઘરડો માણસ હતો, સુખી થયો, છૂટ્યો પૂછો કોણ? તુ કે તે?

ખરી વાત જોવા જાઓ તો મરણ એ બીજુ કાંઇ નથી, આરામ છે. માણસ બાર કલાક કામ કરે અને ઊઘ ન આવે તો ઊઘ લાવવા ગોળીઓ લેવી પડે માણસ ૬૦ કે ૭૦ વર્ષ કામ કરે અને જો મૃત્યુ ન આવે તો થાય પણ શુ ? આ પણ એક ઊંઘ છે, ચિરનિદ્રા છે. ઊંઘ પછી પણ ઊઠવાનું છે અને મૃત્યુ પછી પણ જન્મ લેવાનો છે. ઊંઘ ખરાબ નથી, મૃત્યુ પણ ખરાબ નથી પણ એ બે વચ્ચેનો જે ભેદ દેખાવો જોઇએ એ ભેદ જ્ઞાનદૃષ્ટિથી જ દેખાય.

જે લોકો કાઇ પણ કર્યા વિના જાય છે એમની પાછળ રૂદન ચાલે છે, આસુઓ વહે છે અને હાહાકાર કરવામા આવે છે.

સાધુ કાળધર્મ પામે ત્યારે એમની પાછળ શુ થાય? દેવવંદન થાય કોઇ ધનવાન ગૃહસ્થ મૃત્યુ પામે અને એના સ્વજનો લખે, "અમારા પિતા, અમુક દિવસે સ્વર્ગવાસ

પામ્યા!" એનો જવાબ તમે ઝીણવટથી વાંચ્યો છે? દીકરો ભલે લખે કે અમારા બાપા સ્વર્ગવાસ પામ્યા છે, જવાબમા તો લોકો લખે છે: "તમારા બાપા સ્વર્ગવાસ પામ્યા છે એ બહુ જ ખોટુ થયું!" કારણકે સ્વર્ગવાસ પામે એવું કોઈ કામ એણે કર્યું જ નથી એ તેઓ જાણતા જ હોય છે. તો એ લાગવગ લગાડીને સ્વર્ગવાસમા કેવી રીતે ગયો? બાપડો દીકરો લાગવગ લગાડીને મોકલી દે કે મારા બાપા સ્વર્ગવાસમા ગયા છે. પણ લોકો શેના માને? એટલે જ ચોખ્ખે-ચોખ્ખુ લખે છે. "આ બહુ ખોટુ થયું!"

જેમ કૉર્ટમાથી ખોટો માણસ છૂટી જાય અને તમે કહો કે બહુ ખોટુ થયુ; ન્યાય જેવી કોઈ વસ્તુ રહી નથી. લાગવગથી કામ થાય છે. કાગળના જવાબમાં પણ આ જ અર્થ રહેલો છે.

માણસ જો સારુ જીવન જીવે તો આવો કોઈ પ્રશ્ન આવતો જ નથી.

સમાધિમરણ પામવા માટે જીવનની આ એક યાત્રા છે. એ યાત્રામાં મનુષ્યે પોતાનો વિચાર કરવાનો છે પહેલો વિચાર એ કે હું એક આત્મા છુ અને મારા આત્માના વિકાસ માટે આ દેહને મેં એક સાધનરૂપે સ્વીકાર્યું છે. હુ ગમે ત્યાં જાઉં પણ મારો આત્મા સ્વચ્છ રહેવો જોઈએ. આ કવરની ખાતર મારો ચૅક ક્યાંય ગુમ ન થઈ જાય એ મારે જોવાનું છે

કવરને તમે ખૂબ સારી રીતે સાચવજો, કારણકે એમાં જ તમારો આ ચૅક રહેવાનો છે. પણ જ્યારે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે એમાંથી કયુ ફાટી જાય તો એ વખતે

તમારે નિર્ણય લેવાનો કે ભલે કવર ફાટી જાય, ચૅક ફાટવો ન જોઇએ.

એમ આત્મા અને દેહ–જ્યારે એકાંતમાં બેઠા હો અને તમને થાય કે મારા આત્માનો નાશ થાય છે તો ગમે તેવા લાભને પણ જતો કરો. આત્માને બચાવવાની દૃષ્ટિ આવી ગયા પછી તમે ટોળામાં હો કે એકાંતમાં હો, પ્રલોભનમા હો કે પ્રવૃત્તિમાં, પણ તમે અડગ રહી શકશો જે લોકો પ્રલોભન સામે અડો રહી શકયા અને જેમનામાં અડોલ રહી શકવાની તાકાત આવી તે આ દૃષ્ટિથી જ.

સ્થૂળીભદ્ર ચાર મહિના વેશ્યાને (કોશ્યાને) ત્યાં રહ્યા. રૂપ, રંગ અને શૃંગારથી ભરેલી નાર સામે છે, ષડરસનાં ભોજન છે, ઉત્તજક નૃત્યોનાં ચિત્રોથી ભરેલી રંગશાળા છે. માણસની વૃત્તિઓ પ્રદીપ્ત થઈ જાય એવા વાતાવરણ વચ્ચે પણ સ્થૂળીભદ્ર શાંત અને સ્વસ્થ છે. શાંત અને સ્વસ્થ રાખનાર તત્વ કયુ ? આ આત્માનુ જ્ઞાન.

એ જ્ઞાન ન હોય પછી ઘડપણ હોય કે વડપણ હોય; તીર્થ હોય કે તરાપો હોય, લપસતાને કોઈ નહિ બચાવે. આત્મજ્ઞાનના અભાવે વ્યાસ જેવા વ્યાસ તરાપો ચલાવતી મત્સ્યગધામાં મોહી પડ્યા. તમે એમ માનો કે તીર્થમાં જાઓ અને તરી જાઓ ? દુનિયામા એવું કોઇ સ્થળ નથી કે જ્યાં અજ્ઞાની માણસનો વિકાર જાગતો ન હોય ! અને એવું કોઇ સ્થાન કે વ્યક્તિ નથી કે જે જાગ્રત આત્માને પાડી શકે. બચવા માટે પહેલાં પોતાને જ્ઞાન થવુ જોઈએ.

પરણવા માટે મા–બાપે દબાણ કરી આગ્રહપૂર્વક પૃથ્વી-ચંદ્રને લગ્નના મંડપમા બેસાડયો,–કહ્યુ : પરણવુ જ પડશે.

પણ એમણે લગ્નના મંડપને જ વૈરાગ્યનો મંડપ બનાવ્યો એના અંતરમાં, રોમરોમમાં વૈરાગ્ય ભર્યો છે. એ સ્ત્રીને કઈ દૃષ્ટિથી જુએ છે? આ શરીરમાં એક જ્યોત ઝગી રહી છે. આ તનના કોડિયામાં ચૈતન્યનો પ્રકાશ તગતગે છે.

નારી નરકની ખાણ એમ કોઈ બોલી દે એ ઉપરથી એમનામાં વૈરાગ્ય છે એ ભ્રમમાં કદી પડશો નહિ. એ નરકની ખાણ નથી, પોતાની વૃત્તિઓ નરકની ખાણ છે. પોતાનામાં જ અધમ વૃત્તિઓ પડેલી હોય તો સામી વ્યક્તિ શું કરે? જેઓ એમ માને કે સ્ત્રીઓને વધારેમાં વધારે ભાંડીએ, ઉતારી પાડીએ, નિંદા કરીએ તો આપણે નિર્વિકારી, તે તે ભૂલ છે. એક રીતે જુએ તો પોતાની વૃત્તિઓનું પ્રદર્શન છે સાચી સમજણમાં સ્ત્રી કે પુરુષ ખરાબ નથી પણ એના પ્રત્યે જે કામવૃત્તિ જાગવી એ ખરાબ છે; અને કામવૃત્તિ જે દેહમાં જાગે છે એ દેહ નરખ છે. જો કામવૃત્તિ ન હોય તો આ દેહ એક મંદિર છે. જે દેહમાં કામવૃત્તિ જાગી એ દેહમાં નરક આવ્યું. ત્યાં સામી વ્યક્તિ નરક ક્યાંથી થઈ?

બે વૃદ્ધ મિત્રો વાત કરતા હતા, "અઢી નંબરમાં ચશ્મા લીધા હોય તો સારી રીતે વાંચી શકાય" ત્યાં એક ગામડિયો બેઠો હતો એને કાને આ વાત પડી એ ઊઠયો અને સીધો ગયો ચશ્માવાળાને ત્યાં "એય! અઢી નંબરના ચશ્મા લાવ" એ ચશ્મા ચઢાવી આગળથી જુએ પાછળથી જુએ પણ વાંચી શકે નહિ ચશ્માવાળાએ કહ્યું કે તમારો નંબર બરાબર નહિ હોય, એટલે ત્રણ નંબરના આપ્યા એનાથી પણ ન વંચાયું. કલાકની મહેનતને અંતે દુકાનદારને જરા શંકા આવી એટલે પૂછ્યું 'ભાઈ, તમે આ બધું કરો છો

પણુ તમને વાચતા તો બરાબર આવડે છે ને?" ગામડિયાએ કહ્યુ : "મને જો વાચતાં આવડતું હોત તો હું ચશ્મા લેવા શું કરવા આવત?"

ચશ્માથી વાચતા નથી આવડતું પણ વાચતા આવડતુ હોય તો વાચનમા એ મદદ કરે છે, એ વાચતાં શીખવાડતા નથી

જેમ પેલા ગમાર માણુસે ચશ્મા ઊથલાવી ઊથલાવીને પેલાને હેરાન કરી મૂકયા એમ આ જીવ પોતાનુ અજ્ઞાન તપાસ્યા વિના સ સારમા ગાળો દેતો ચાલ્યો જાય છે: આ ખરાબ, તે ખરાબ પણ વસ્તુ ખરાબ છે કે વૃત્તિ ખરાબ છે એનુ સ શોધન એણે કદી કર્યું નથી.

જ્યા સુધી વૃત્તિ સામે તમારી દૃષ્ટિ ન જાય, વૃત્તિનુ વિશ્લેષણુ ન કરો ત્યા સુધી જગતના પદાર્થોમા સમભાવ અને તટસ્થતા આવવા બહુ દુષ્કર છે

મે એવા ઘણા માણસોને જોયા છે. એ ધર્મમા જોડાય, મંદિરમાં જાય ત્યારે ઘેલા ઘેલા થઈ જાય અને બહાર જાય એટલે જાણે ધર્મ સાથે કાંઈ લાગેવળગે જ નહિ.

જ્ઞાન અંદરનુ હોય તો એક સરખો સમભાવ ટકી શકે. તમે જે કરો તેમા સ વાદ લાવો. તમને ખ્યાલ રહે પ્રત્યેક પ્રવૃત્તિમા મારો આત્મા છે, જે સમાધાન ચાહે છે. એવું તો ન જ બને કે તમે આખો ય દિવસ ઉપાશ્રયમાં કે દેરાસરમા રહો. દિવસના ૨૨ કલાક તમારે દુનિયામા કાઢવાના છે. તમે દુનિયામા ઉપયોગવ ત–જાગ્રત ન રહે અને અહીં માત્ર બે કલાક માટે જ ઉપયોગવંત રહો તો ૨૨ કલાકનુ શુ? એથી તો બે કલાકનું પણુ ધોવાઈ જાય. જમા કરતા ઉધાર વધી જાય. ઉપયોગની સાવધાની તમને

મળી જાય. તો દરેક પ્રસંગે તમે વૃત્તિઓનું સંશોધન, અવલોકન, નિરીક્ષણ કરી શકો.

નાનક એકાંતમાં બહુ માનતા. નાનકને લખનૌના નવાબ અવારનવાર જ્ઞાનગોષ્ઠિ કરવા મળતા. નવાબને કાજીએ કહ્યું: "નાનક મોટી વાતો કરે છે પણ નમાજ પઢવા કદી આવે છે?" એટલે નવાબે નાનકને પૂછ્યુ: "તમે મારે ત્યાં આવીને નમાજ પઢશો?" નાનકે કહ્યું: "હું આવીશ, જરૂર આવીશ એમાં મને શો વાંધો છે?" નાનક તો ગયા. નમાજ પઢવાની શરૂઆત થઈ. નાનક તો એકધ્યાન, એકતાન હતા. પેલા બન્નેએ તો નમાજ શરૂ કરી. ત્યાં નવાબને થયું: "નમાજ જલદી પૂરી થવી જોઈએ. આજે અરબસ્તાનથી ઘોડાવાળો આવવાનો છે. સારામાં સારા ઘોડા લેવાના છે. મેં વળી નાનકને આજે ક્યાં બોલાવ્યો!" કાજી ગર્વમાં ચકચૂર હતો-હું કેવો કે આ નાનકને ઝુકાવીને લઈ આવ્યો. એને મસ્જિદમાં માથું ઘસતો કરી નાખ્યો! મેં એને વટલાવી નાખ્યો!

સ્વાર્થની ધૂનમાં જ નમાજ પૂરી થઈ. કાજીએ કહ્યું: "અરે! તમે તો ઊભા જ છો. અમારી જેમ વળી વળીને નમાજ તો પઢ્યા જ નહિ." નાનકે કહ્યું: "નમાજ તો ખરી રીતે હું પઢ્યો છું, તમે નમાજમાં હતા જ ક્યાં? એક જણ ઘોડા ખરીદવા ગયો હતો અને બીજો નાનકને વટલાવી નાખ્યો તેની મગરૂરીના ગર્વમાં ચકચૂર હતો." બન્નેને આશ્ચર્ય થયું. અંતરની વાત એ કેમ જાણી ગયા!

વટલાવવાથી કંઈ કલ્યાણ થતાં નથી. પોતાને સુધારવાને બદલે બીજાને સુધારવાનો જાણે ઈજારો લીધો!

આપણે કોઇને સુધારવાનો ઇજારો લીધો નથી. પહેલાં તો આપણે પોતે જ સુધરી સ્વનો વિકાસ કરીએ.

પૂર્ણ વિકસિત અને શુધ્ધ આત્માના સંપર્ક માત્રથી જે સુધારો અને નિર્મળતા આવી શકે તે અણવિકેસેલ અને અશુદ્ધ માણસના ભાષણોથી પણ નહિ આવે.

મારા અભ્યાસ કાળમાં મારા ગુરુ કહેતા કે તું પ્રવચન આપે ત્યારે એવો ખ્યાલ પણ ન આવવો જોઇએ કે હુ લોકોનો ઉદ્ધાર કરું છુ. તું એમ વિચારજે કે હું સ્વાધ્યાય કરવા બેઠો છુ, અને એ સ્વાધ્યાયમાં આ બધા મારા સાક્ષી છે. સ્વાધ્યાયમા ક્યાય પ્રમાદ થાય તો શ્રેતાઓ સુધારે કે તમે આ વિષય ઉપર બોલતા હતા અને ક્યાં ઊપડી ગયા? આમ તમારા સ્વાધ્યાયનો ઉપયોગ અખંડ રહે શ્રોતાજનો તો તમારા પરીક્ષકો છે. તમે એકલા ચોપડી વાચતા હો અને તમારે થોડીકવાર આરામ કરવો હોય તો કરાય, ચોપડી મૂકી પણ દેવાય, પણ એક કલાક પ્રવચન ચાલતુ હોય એમા એ ન ચાલે સ્વાધ્યાય ચાલતો હોય અને એમાનો કોઇ વિચાર કો'કને ગમી જાય, જચી જાય, અંતરમા ઊતરી જાય, ક્યા લાગુ પડી જાય અને શુદ્ધિ આવી જાય તો તે સહજ છે. પણ ઉદ્ધાર કર્યાનો અહંકાર ન આવવો જોઈએ.

નદી વહે છે, વહેવાનો એનો સ્વભાવ છે. એનો એવો હેતુ નથી કે લાવ, ગામનાં લોકોનાં કપડા ધોતી જાઉં, લોકોને પાણી પાતી જાઉં. એને તો વહેવું છે, સાગરમાં મળી જવું છે; વચ્ચે આવતા ગામડાંઓના લોકોને પ્રવાહનો લાભ મળતો હોય તો એ એમનું સદ્ભાગ્ય છે.

એવી રીતે સાધુ સાધનાના પ્રવાસમાં પ્રયાણ કરી રહ્યો હોય છે. એમા લોકો આવીને લાભ લેતા હોય તો બહુ સારી વાત છે. આમાં સાધુને ગર્વ નહિ આવે. ઘણાને તો અમુક દેશના ઉદ્ધારક હોવાનો ગર્વ આવી ગયો છે. પોતાના નામની આગળ વિશેષણ તરીકે એનો ઉપયોગ કરે! અમુક દેશોદ્ધારક! પણ પહેલાં તુ તારો ઉદ્ધાર તો કર! કોઇ. કોઈનો ઉદ્ધાર કરી શકતુ નથી. આ એક અજ્ઞાન છે અને આ અજ્ઞાન જ માણસને ભુલામણીમા નાખે છે.

જે ઘડીએ આ દૃષ્ટિ આવી, કે મે આનો ઉદ્ધાર કર્યો, એને તાર્યો, એ જ ઘડીએ પતન. આ ગર્વે ઉપર લઇ જવાને બદલે નીચે નાખી દીધો. માણસે સહજ દશામાં રહેવાનુ છે.

જેમ દીવો બળતો હોય એના પ્રકાશમાં કોઇ પણ વાચી શકે, તેમ જ્ઞાનદશામાં કે સ્વાધ્યાયમાં પણ સહભાગી બને.

અહંકાર આવતા અસ્મિતાનુ કેન્દ્ર સ્થૂલ બની જાય છે. ત્યાં સૂક્ષ્મતા સંભવે જ કેમ ?

આંતરધ્વનિ સૂક્ષ્મ છે. આ ધ્વનિનો સ્પર્શ એ જ પ્રાર્થના છે. સમાધિ કહો કે ધ્યાન કહો, આ બધાં તો નામ છે. મૂળ વસ્તુ શું છે એ આપણે જોવાનુ છે.

લોકો લઢી ક્યાં રહ્યા છે? નામના નામે લઢી રહ્યા છે આત્મ-રામના કામના નામે ઝૂરતાં હોત તો તો કલ્યાણ થઇ ગયું હોત. પણ રામનું કામ શું છે એ ખબર નથી અને નામ યુદ્ધનું ધામ બન્યુ છે.

આ વિશ્વમાં એક ઊર્ધ્વગામી પરમતત્ત્વ છે. એ પરમ-તત્ત્વ સાથે એકતા સાધવી એનુ નામ પ્રાર્થના, એનુ નામ

ધ્યાન, એનુ નામ સામાયિક, એનુ નામ શુદ્ધિ અને એનું નામ સમાધિ.

ભગવાન આગળ સ્તવનમા શું કહીએ છીએ? "હું તો ક્રોધ કષાયનો ભરિયો, તું તો ઉપશમનો દરિયો." આ અ તરનો ખ્યાલ આપે છે? હુ ક્રોધથી ભરેલો છુ, તું ઉપશમથી સભર છે, તો હવે તારા અને મારા વચ્ચે મેળ કેમ જામે?

આ વસ્તુનો વિચાર કરવા માટે આપણે તીર્થે, મ દિરે જઈએ છીએ. આ એકતા ન આવે, પરમાત્મતત્ત્વની સાથે મળવાનું ન થાય; તો આપણે જે લેવુ જોઈએ, જે મેળવવુ જોઈએ, તે જ રહી જાય.

કોઈકવાર તો પરમતત્ત્વને મળો! મળવાની એ ઘડી કેવી પરમશાતિની હોય! એનુ મિલન વર્ષમા એક વાર પ્રાપ્ત થાય તો પણ ભલે. એ ભલે એક કલાક માટે હોય પણ એ એક કલાલ જીવનના હજારો કલાકને ટપી જાય એવો કલાક છે. જિંદગી વર્ષોથી નથી મપાતી, આવા કલાકોથી મપાય છે. જિંદગી જો વર્ષોથી મપાતી હોત તો તો વૃક્ષો અને જનાવરો હજારો વર્ષ આમનાં આમ જીવતા હોય છે.

જીવવું શું છે? અનુભવવુ છે, સ વેદન કરવાનુ છે અને સ વેદન કોની સાથે? પરમતત્ત્વની સાથે એકતાનું સ વેદન કરવાનું છે. જેટલી એકતા માણસ કરી શકે એટલો એ સાચા અર્થમાં જીવે છે

રાવણ બીજી બધી બાબતમા પૂરો હતો પણ એક વાર થોડા સમય માટે એ એકતાર બની ગયો, એકરૂપ બની

ગયો, સ્વમાં ઓગળી ગયો. સારંગીનો તાર તૂટે તો એની એકતા તૂટે, એની ખાતર એ નસ તોડીને પણ એકતા ટકાવવા માગે છે. એણે શુ કરી નાંખ્યું ? ગજબ કરી નાખ્યુ. તીર્થંકર ગોત્ર બાંધી નાખ્યુ. કેટલી વારમા તીર્થંકર ગોત્ર બાંધ્યું ? વર્ષોં નહિ, કલાકોમા.

આ તો સોદો છે. લાગી જાય તો થોડીકવારમાં. આખો જન્મારો સુધરી જાય. કેટલાક હંમેશ બજારમા જાય અને કાઇ ન મેળવે, અને કેટલાક બજારમા જાય, બેસે, એકાદો સોદો એવો કરે કે પછી બાર મહિના એમને ઊંચુ પણ જોવુ ન પડે.

ધર્મ પણ એમ જ છે કોઇ એમ કહે કે હું રોજ ઉપાશ્રયમા બેસું છું, સૂઈ રહુ છુ. એ ઉપરથી એમ માનવા જેવું નથી કે આ બહુ કમાણીવાળો લાગે છે. હા, એ બેઠો બેઠો બીજુ પણ કરતો હોય. કોણ શુ કરે છે એની જ ગણતરી કરતો હોય એમ તો પૂજારી પણ ભગવાન પાસે જ રહે છે શુ એ તરી જાય છે?

તરવાની રીત કાંઈ જુદી જ છે. આધ્યાત્મિક કમાણી સહેલી નથી. લય લાગવો એ બહુ મુશ્કેલ છે શિખર ઉપર ગયેલા તળેટીએ આવી પછડાયાના હજારો દાખલાઓ છે. શિખર ઉપર ગયેલાઓને પણ કોઇકવાર પાછુ નીચે તળેટીમા જવાનુ મન થઇ જાય છે.

ધર્મમા પણ એવુ જ છે માણસ ધર્મ કરતો હોય, એ બધાને છોડી બેઠો હોય, ક્રોધને છોડ્યો, માનને છોડ્યુ, માયાને છોડી, લોભને છોડ્યો પણ કોઈકવાર એને પાછી એવી વૃત્તિ જાગે અને એ બીજા જ પ્રકારના લોભમા ઊતરી જાય. ધનનો લોભ ન હોય પણ બીજો જ કોઇ લોભ જાગી

જાય, આ બધું છોડીને એ શિખર ઉપર ગયો હતો પણ બીજા લોભે પાછો એને ત્યાથી તળેટીએ આણ્યો.

નાનકે પેલા કાજીને એ જ કહ્યું: "પ્રાર્થના, નમાજ તો મેં કરી. તુ તો મને ઝુકાવવાની ધૂનમાં હતો. તમે બન્નેએ નમાજ પડી છે જ ક્યાં? તમે તો ખાલી ઊંચાનીચા થતા હતા વૃત્તિ તો સ્વચ્છંદ થઇ ભટકતી હતી."

નવાબે અને ઈમામે પૂછ્યું: "અમારા મનની અંદર રહેલી વાત તમે કેમ જાણી?"

દિલ અને દિલ વચ્ચે સંદેશા ચાલ્યા જ કરે છે. મનના પડઘા છાના નથી રહેતા. માણુસ ન બોલે તો પણ ઘણીવાર જણાઈ આવે છે.

એક ડોશી પોતાની દીકરીને લઈને જાય છે. રસ્તામાં ઊંટવાળાને જોઇને કહે છે કે મારી દીકરી તું ઊંટ ઉપર બેસાડ, એ થાકી ગઇ છે. પેલાએ કહ્યુ કે આ ઊંટ હવા ખાવા અને ફરવા માટે છે, ભાડાં માટે નહિ આગળ જતા ઊંટવાળાનો વિચાર બદલાયો યુવાન છોકરી હતી, દાગીના પહેરેલાં હતા. આવી તક મે જતી કરી! એ ઊભો રહ્યો. ડોશી આવી એટલે ઊંટવાળાએ કહ્યું, કે તારી છોકરીને બેસાડી દે, એટલો મને સેવાનો લહાવો મળે. ડોશીએ કહ્યુ · "એ સમય તો ગયો." "કેમ?" "તને જે કહી ગયો એ જ મને કહી ગયો." "શુ કહ્યુ?" "તને જે વિચાર આવ્યો એ વિચાર મને પણ આવી ગયો"

આવું reflection સામાન્ય ભૂમિકા પર રહેલા માણસોને પણ થાય. તમે વ્યાપાર કરતા હો અને કોઈકવાર મુશ્કેલીમાં આવો તે પહેલાં જ તમને intuition નથી આવતુ? બહાર-

ગામ કોઇ બીમાર હોય અને તમને એના પત્રથી જાણ થાય એ પહેલાં કાગળ લખવાનું મન થઇ જાય છે ને? કોઈક માણસ આવતો હોય ને તમને સાંભરે કે ફલાણાભાઇ કેમ આવ્યા નથી? અને એ જ સમયે એ બારણે ટકોરા મારે. તમે કહો કે તમે સો વર્ષના થવાના, હમણાં જ તમને યાદ કર્યા.

વાત એ છે કે વિચારોની કેટલી જબરજસ્ત શક્તિ છે એનો લોકોને ખ્યાલ નથી. મહાપુરુષોને એનો ખ્યાલ છે, એટલે એકેએક વિચારને એ સારો રાખે છે. દરેક વિચારને એ ધોઈને સ્વચ્છ રાખે છે.

અમુક દેશના સમાચાર લોકોના રેડિયો ઉપર ન આવવા દેવા હોય તો રેડિયો સૅન્ટરવાળા centreમાથી એ તાર જરા ફેરવી નાખે પછી એ સેન્ટર ઉપર તમે ગમે એટલીવાર સ્વિચ ફેરવો પણ ત્યાના news તમારા સ્ટેશન ઉપર નહિ આવે.

એવી જ રીતે આપણુ આ ચૈતન્ય એક એવું centre છે, જેમાં વિશ્વના બધા જ પ્રવાહો તમે પકડી શકો. પણ અંદરનો તાર ખસી ગયો તો સામાનો પ્રવાહ નહિ ઝિલાય.

એટલે જેટલા વિચારો સારા બનતા જાય, શુદ્ધ બનતા જાય, ઉચ્ચ બનતા જાય, એનો ફાયદો કોને છે? તમને છે પછી તમે બધા વિચારો wavesની જેમ receive કરી શકો. આ શક્તિ બધામા પડી છે. ખાસ કરીને એ માતાઓમા દેખાશે. માતૃહૃદય એટલુ તૈયાર હોય છે કે, પોતાના સંતાનનાં અશુભમા અને શુભમા એ તારો ઝણઝણી ઊઠે છે.

એક wire હોય, એ ખાલી પડેલો હોય ત્યારે એમા કોઈજ ઉષ્મા ન હોય. પણ એ જ wireને લઈ તમે socketની સાથે જોડી દો છો પછી એ electrified થઈ જાય છે. એમાં હવે વિદ્યુતપ્રવાહ વહે છે, electricity છે. આ શુ થયુ ? એનુ જોડાણ મૂળ સાથે થયુ. એની બધી શક્તિ પેલા wireમા આવી ગઈ. પછી એને જે જે bulb અડે તે પ્રકાશથી ઝળહળી ઊઠે.

એવી જ રીતે આ ચૈતન્ય મહાચૈતન્યની શક્તિના સૉકેટમા ગોઠવાય જાય છે અને એની બધી શક્તિઓ આ નાનકડા વાયરમા, ચૈતન્યમા અવતરણ પામે છે આપણે એકાગ્રતા દ્વારા, ધ્યાન દ્વારા, પ્રાર્થના દ્વારા, આ શક્તિનો પોતાનામાં સચાર કરાવવો એ જ આપણી બધી ય ક્રિયા-ઓની પાછળ રહેલો એક મુખ્ય ઉદ્દેશ અને આશય છે

પણ એ પહેલા આપણને ખ્યાલ આવવો જોઈએ કે હુ એક જ્યોતિ છુ, પ્રકાશ છુ અને આ દેહ એ તો માત્ર એક કોડિયુ છે. આ કોડિયામા જે જ્યોત છે એની જ કિંમત છે કોડિયું ફૂટે તો ફૂટવા દો પણ જ્યોતને જાળવી રાખવાની છે.

સમ્યગ્દર્શનની પ્રથમ ભૂમિકા દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી એ છે આત્મામા શ્રદ્ધા શરુ કરવી એ સૂક્ષ્મ ભુમિકાની વાત છે.

આ ભૂમિકાનો પ્રધાન વિચાર–હુ આત્મા છુ, અમર છુ. મરી જાય છે તે દેહ છે. જ્યા સુધી હું આ દેહ અને વૃત્તિઓના સગે છુ ત્યા સુધી હુ મરણધર્મી બની પરિભ્રમણ કરુ છુ.

આ મરણધર્મી ન બનવા માટે દેવ, ગુરુ અને ધર્મનો ટેકો છે એના સહારાથી હું શુદ્ધ બનુ છું. દેવ, ગુરુ અને ધર્મ મારાં સાધન છે, સહાયક છે, ઉપકારી છે અને ઠેઠ મોક્ષ સુધી પહોચાડવામા પૂર્ણ મદદગાર છે. મદદગાર છે પણ મદદ લેનારો હુ પોતે છું. મદદ લેનારમા જોર નહિ હોય તો મદદગાર તમને શું કરે ભાઈ?

પગથિયું છે પણ ચડનારો જ જો તૈયાર ન હોય તો પગથિયું કોઈને ઉપર ધકેલતુ નથી. આ ચઢનારને ઘણા ભૂલી ગયા અને પગથિયાં એમને યાદ રહી ગયા, આ ગોટાળો નથી? આજે મોટા ભાગના માણસો પગથિયાને જ યાદ કરે છે, ચઢનાર પ્રતિ લક્ષ્ય જ નહિ

મારે કહેવાનુ એ જ છે, કે સમ્યગ્ દર્શનનો પ્રારભ એટલે "ચઢનારો કોણ"ની સમજ, ચૈતન્યનુ લક્ષ્ય. આ લક્ષ્યને સતત લક્ષમા રાખી દેવ, ગુરુ અને ધર્મની આરાધના કરો અને સ્વરૂપનો પૂર્ણ અનુભવ કરો



## "વિકાસ"

'વિકાસ' એ તમારી સંસ્થાના માસિકનુ નામ છે. હુ ઇચ્છું કે એ જ તમારા સૌનો જીવન–આદર્શ હો

વિકાસ ! હા, વિકાસ એટલે ખીલવું, હૃદયને ખોલવુ, અંધકારને બહાર ફેંકવો અને પ્રકાશનો સત્કાર કરવો

વિકાસ એ વૃત્તિ નહિ, પ્રવૃત્તિ છે. ગતિ નહિ, પ્રગતિ છે

કળી એ વિકાસ અભિમુખ બને છે એ ખીલતી જાય છે અને સૂર્યનો પ્રકાશ હૃદયમા ભરતી જાય છે પ્રકાશના સ્પર્શે કળીકળીમાથી સૌંદર્ય વિકસે છે

માણસનું જીવન પણ બિડાયેલી કળી જેવુ છે એ વિકસે તો ભક્તિ, પ્રેમ અને પ્રભુતાનો પ્રકાશ ઝીલી, પોતાના જીવનને સૌંદર્યમય બનાવી દે.

ઘરના મધ્ય ભાગમા ફૂલદાનીમા પુષ્પોને ગોઠવે છે, કારણ કે એ ખીલી જાણે છે, પ્રકાશને ઝીલી જાણે છે, પોતાના જીવનનો વિકાસ કરી જાણે છે. જો પુષ્પ ખીલી જાણે તો માણસનુ હૃદય શા માટે ખીલી ન શકે ?

ફૂલનો વિકાસ માણસના મનને આકર્ષી શકતો હોય તો વ્યક્તિનો વિકાસ કેમ ન આકર્ષે ?

આ મરણધર્મી ન બનવા માટે દેવ, ગુરુ અને ધર્મનો ટેકો છે. એના સહારાથી હું શુદ્ધ બનુ છુ. દેવ, ગુરુ અને ધર્મ મારાં સાધન છે, સહાયક છે, ઉપકારી છે અને ઠેઠ મોક્ષ સુધી પહોંચાડવામા પૂર્ણ મદદગાર છે. મદદગાર છે પણ મદદ લેનારો હુ પોતે છું. મદદ લેનારમાં જોર નહિ હોય તો મદદગાર તમને શું કરે ભાઈ?

પગથિયું છે પણ ચડનારો જ જો તૈયાર ન હોય તો પગથિયું કોઈને ઉપર ધકેલતુ નથી. આ ચઢનારને ઘણા ભૂલી ગયા અને પગથિયાં એમને યાદ રહી ગયા. આ ગોટાળો નથી? આજે મોટા ભાગના માણસો પગથિયાને જ યાદ કરે છે, ચઢનાર પ્રતિ લક્ષ્ય જ નહિ.

મારે કહેવાનુ એ જ છે, કે સમ્યગ્ દર્શનનો પ્રારભ એટલે "ચઢનારો કોણ"ની સમજ; ચૈતન્યનુ લક્ષ્ય. આ લક્ષ્યને સતત લક્ષમા રાખી દેવ, ગુરુ અને ધર્મની આરાધના કરો અને સ્વરૂપનો પૂર્ણ અનુભવ કરો.



## "વિકાસ"

'વિકાસ' એ તમારી સંસ્થાના માસિકનુ નામ છે. હું ઇચ્છુ કે એ જ તમારા સૌનો જીવન–આદર્શ હો.

વિકાસ ! હા, વિકાસ એટલે ખીલવું, હૃદયને ખોલવુ, અંધકારને બહાર ફેંકવો અને પ્રકાશનો સત્કાર કરવો.

વિકાસ એ વૃત્તિ નહિ, પ્રવૃત્તિ છે. ગતિ નહિ, પ્રગતિ છે

કળી એ વિકાસ અભિમુખ બને છે. એ ખીલતી જાય છે અને સૂર્યનો પ્રકાશ હૃદયમા ભરતી જાય છે પ્રકાશના સ્પર્શે કળીકળીમાથી સૌંદર્ય વિકસે છે

માણસનું જીવન પણ બિડાયેલી કળી જેવુ છે એ વિકસે તો ભક્તિ, પ્રેમ અને પ્રભુતાનો પ્રકાશ ઝીલી, પોતાના જીવનને સૌંદર્યમય બનાવી દે.

ઘરના મધ્ય ભાગમા ફૂલદાનીમા પુષ્પોને ગોઠવે છે, કારણ કે એ ખીલી જાણે છે, પ્રકાશને ઝીલી જાણે છે, પોતાના જીવનનો વિકાસ કરી જાણે છે. જો પુષ્પ ખીલી જાણે તો માણસનું હૃદય શા માટે ખીલી ન શકે ?

ફૂલનો વિકાસ માણસના મનને આકર્ષી શકતો હોય તો વ્યક્તિનો વિકાસ કેમ ન આકર્ષે ?

જેમણે પોતાના વિકાસમય જીવનની સુવાસ ફેલાવી એમના નામનો, એમના સ્મરણનો, એમની કીર્તિનો ડંકો આજે પણ સર્વત્ર વાગી રહ્યો છે. એ કાંઈ ધન-સંપત્તિ આપી નથી ગયા પણ એ વિકસી ગયા. એમના સમયમાં એ વિકાસની પૂર્ણતા પામી શક્યા.

જેમ જેમ કાળ વહેતો જાય છે તેમ તેમ આવા મહા-પુરુષોના નામની સુવાસ વધારે અને વધારે ફેલાતી રહે છે, લોકોને પ્રેરણાના પાન કરાવી તેમના માર્ગને અજવાળી રહે છે.

જે દેહમા જીવીએ છીએ એ દેહ પડી જવાનો, જે દુનિયામા રહીએ છીએ એ દુનિયા વીખરાઇ જવાની અને જે સ્વજનો આપણી પાસે છે એ છૂટા પડવાના ટૂંકમા કશું જ શાશ્વત નથી, છતા આપણે જાણે અમરત્વ પ્રાપ્ત કરીને આવ્યા હોઈએ એમ વર્તીએ છીએ ?

માણસ પૂતળા મુકાવવાથી કે ફોટાથી અમર નથી બનતો. એ એના સુકાર્યોથી અમર બને છે. જેમ જેમ કાળ વહેતા જાય તેમ તેમ સુકાર્યોનુ તેજ વધતુ જાય છે. જેમ અંધારામા દીવા ચમકે છે એમ કાળ વ્યતીત થતા એમના નામ ચમકે છે.

આપણે વિચારીએ કે આપણે સંસારમા શું કરી શકીએ ? સંસારને શુ આપી શકીએ ? સંસારમાથી શુ લઈ જઈ શકીએ ?

થોડુંક લેતા જઇએ ને થોડુંક દેતા જઈએ આ લેવડ-દેવડ છે. પણ તમને એમ થશે કે શું લેવું અને શુ દેવું ?

આ સંસારમાં લેવા જેવુ હોય તો લોકોની શુભેચ્છા છે રોજ એકાદી પણ શુભેચ્છા જીવનના ખાતામા જમે

થવી જોઈએ સાંજે સૂવા જતી વખતે તમારા મનને પૂછો કે આજે મે શુ સારું કામ કર્યું ? એકાદ નાનકડુ પણ કામ યાદ કરો. આંધળાને દોરવાનુ, કૂતરાને રોટલી આપવાનું, તરફડતા જીવજતુને છાંયે મૂકવાનુ, પાડોશીને સારી વાત કહી દુઃખમા આશ્વાસન આપવાનું, એ નાની વાતોમાં પણ શુભેચ્છાઓનો સંગ્રહ છે.

બીજાના હ્રદયમાથી પ્રગટેલ આશીર્વાદનો પ્રવાહ તો તમારા જીવનને નવપલ્લવિત કરી દે એવો હોય છે.

લોકો એકબીજાની નિંદા કરે, પાછળથી ખરાબ વાતો કરે પણ આ કુટેવથી ફાયદો શો ? જીભ અપવિત્ર થાય, મન ખરાબ થાય અને જેની વાત કરી એને તો એની ખબર પણ નથી.

આ વાતનો ઊંડાણથી વિચાર કરશો તો થશે કે શા માટે હુ બીજાની વાત કરવા જાઉ છું ? બીજાના પ્રશ્નોનો વિચાર કરવાનો મને શો અધિકાર ? અધિકાર હોય તો મારી કે મારી જોડે બેઠેલા હોય તેની વાત કરવાનો છે.

મોટા ભાગની શક્તિઓ બીજાની ટીકા કરવામા, બીજાના દોષ જોવામાં ખલાસ થઈ જાય છે.

આવી નિંદાખોરીને કારણે સમાજમા ઘણું નુકશાન થયુ છે. જે સારા અને સાચા છે એમને માટે પણ હ્રદયમા ભાવ ન જાગે, થાય કે દુનિયા આવી જ છે તો આપણે પણ એવા કેમ ન બનીએ ?

બીજાના દોષ જોવા, દુર્ગુણો જોવા અને બીજાની પંચાતમા જીવનના કીમતી સમયને વેડફવો એના કરતાં

જેને માટે તમને ખરેખર લાગતું હોય તેને જ કહો: "તમારામાં ઘણી સારી ટેવો છે એ જોઇ મારું મન તમારા પ્રત્યે આદર સેવે છે પણ તમારી આ એક ટેવ મારા મનમા ખૂચે છે, એને દૂર કરો તો સુવર્ણમા સુગંધ ભળ્યા જેવુ થાય" પણ એની ગેરહાજરીમા વાત કરવી એ સસ્કારી વ્યક્તિને અને એમાં પણ ધર્મીને તો શોભતી જ નથી.

ધર્મને માત્ર ધર્મસ્થાનોમા જ પૂરી ન રાખો, એને સસારમા વાળો. ધર્મ એ જીવનને પારદર્શક, શુભ્ર બનાવવાનો કીમિયો છે. શબ્દો નિંદા કરવામા વાપરો એના કરતા આશ્વાસનના હૂફાળા બે શબ્દોને બીજાને શાતિ આપવામા વાપરો તો કેવુ સારું?

તમારી પાસે પૈસો હોય, સાધનો હોય તો જે દુનિયામાં તમે રહેતા હો ત્યાં પાડોશીને જુઓ. માણસ માણસને કામ નહિ આવે તો કોણ કામ આવશે? તકતી માટે આપવા કરતા તકલીફમાં ડૂબેલા કુટુંબોને ખાનગી રીતે મદદ કરવામા જ સાચી માનવતા છે.

આવી મદદ કરનાર પ્રત્યે તો આદર પણ જાગે અને આશીર્વાદ પણ પ્રગટે.

એક બહેન પહેલાં ગરીબોને સારી મદદ કરતા હતા પણ થોડા સમયથી એમણે એ બંધ કરી હતી. એમને પૂછ્યુ તો કહે. "હુ હવે ગરીબોને મદદ નથી કરતી કારણકે એકવાર એમના છોકરાને મીઠાઈ લાવીને ખાતાં મેં જોયાં. મને થયુ આ મદદને પાત્ર નથી."

મેં પૂછ્યું: "તમારી જેમ એ મા નથી? માનો જીવ છે, પેટે પાટા બાંધી, દુ:ખ વેઠીને પણ કોઇ સારા

દિવસે પેંડા-લઈ એના ભૂલકાને આપે આ જોઈને તો તમારી આખમા અમી વસવા જોઇએ. તમને એમ થવુ જોઇએ કે અમે તો રોજ ખાઇએ છીએ, ચાલો ગરીબ પણ ખાય છે. એ પણ જીવ છે, મનુષ્ય છે. આ દૃષ્ટિ કેળવવાની જરૂર છે."

ઘણીવાર આવા પ્રસગો જોઈ દાન દેનારા આ બહાને આપવાનુ બંધ કરે છે.

સમાજમા વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના ખોટા ખ્યાલ નીકળી જાય તો સમાજ બહુ નજીક આવે, એકબીજાને સમજે અને એકબીજાનો ટેકો બને.

આજે સુખનો દિવસ છે, શી ખબર કે કાલે સુખનો દિવસ નહિ બદલાય! કચન, કાયા અને કુટુબ અશાશ્વત છે એ હોય ત્યારે એનો સારો ઉપયોગ કરી લો તો જીવન ધન્ય થાય વસ્તુ હોય ત્યા સુધી ઉપયોગ કરી લેવો

એક રાજા પાસે એક વિચારક ગયો વિચારકે પૂછ્યુ. "તમે આટલા બધા સુખી કેમ છો?" રાજાએ કહ્યુ. "આજે ઉત્તર નહિ આપુ પણ આ વડલાના ઝાડ નીચે બેસ, ત્યા છ મહિના રહેવુ પડશે આ વડલો સુકાઈ જશે ત્યારે કહીશ"

પેલા વિચારકને એક જ વિચાર રાત-દિવસ આવે. આ વડલો જલદી સુકાતો કેમ નથી? ક્યારે સુકાશે? રોજ જુએ ધીમે ધીમે પાદડા પીળા પડવા લાગ્યા અને ત્રણ મહિનામા વડલો સુકાઇ ગયો.

વિચારક રાજા પાસે ગયો તો રાજાએ કહ્યુ: "વડલો નવપલ્લવિત બને, ફળફૂલથી લચી પડે ત્યારે ઉત્તર આપીશ.

અને નવપલ્લવિત થતાં પહેલાં જો જતો રહીશ તો તને સજા કરીશ."

પેલો વિચારક રોજ બેઠો બેઠો કહે: "હે વડલા! તુ નવપલ્લવિત બન તો ઉત્તર મળે. ઉત્તર નહિ મળે તો કાઈ નહિ પણ હુ જીવતો ઘરભેગો તો થાઉં." ત્રણ મહિના પછી કૂપળો ફૂટી. એ દોડી ગયો રાજદરબારમા. "રાજન! વડલો નવપલ્લવિત થયો છે" રાજાએ કહ્યું: "ઉત્તર મળી ગયો ને? વડલા નીચે બેસી રોજ નિસાસા નાખતો હતો તો તારા નિસાસાથી વડલો સુકાઈ ગયો. બીજા ત્રણ મહિનામા આશીર્વાદ આપવા માંડયો, શુભેચ્છાઓ વરસાવવા લાગ્યો તો સૂકો વડલો લીલો થયો."

સસારમા લોકોની શુભેચ્છા લો તો વડલાની જેમ નવપલ્લવિત રહો, સુખી બનો અને નિસાસા લો તો સુકાઇ જાઓ, દુ:ખી બનો.

માત્ર મારુ કલ્યાણ થાય એમ નહિ પણ સહુનું ભલું થાઓ એમ ઇચ્છો સહુના ભલામા મારું ભલું છે એમ વિચારો કેટલાક કહે કે, બીજા ગયા ખાડામા પણ બીજા ખાડામાં જશે તો તમે ટેકરા ઉપર કેમ રહી શકશો? બીજા સુખી તો તમે સુખી.

સવારે પ્રાણ રેડીને પ્રાર્થના કરો:

शिवमस्तु सर्व जगत., परहितनिरता भवतु भूतगणा.।
दोषा प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकाः॥

બધાનું કલ્યાણ હો, બધા સુખની છાયામા રહો, આ શબ્દો સાથે એકરસ બનો, આ છે એ પ્રાર્થનાનો સાર. પછી જુઓ

કે સુખ તમારે આગળ દોડતુ દોડતુ આવે છે કે નહિ. રેડિયોમાથી તરગો દ્વારા સગીત છૂટે તેમ વિશ્વમાથી સગીતના મોજા છૂટે એ ગુપ્ત છે, પ્રચ્છન્ન છે પણ એ એક હકીકત અને બળ છે જે બધાનુ સારું ઇચ્છે એનુ બૂરું કરનાર કોણ ?

સુવાસ દેખાતી નથી પણ સૂંઘી શકાય છે, એમ આશીર્વાદ દેખાય નહિ પણ અનુભવાય ખરા. સુખનો અનુભવ થાય છે ને ? એ ક્યાંથી આવ્યુ ? કેમ આવ્યુ ? આશીર્વાદના બીજમાથી સુખનો છોડ પ્રગડ્યો છે.

સુખની લાલી જીવનમાં લાવવી હોય તો શુભેચ્છાઓ વધારવી પડશે દુનિયાભરમાથી શુભેચ્છાઓ ભેગી કરો, જ્યાં જાઓ ત્યાં નમો નમ્યો તે સૌને ગમ્યો સુખના દહાડામા માથું ઊચુ કરશો નહિ. નમતા રહો. દુનિયાને શીખવા દો કે આ આત્મા આટલો સુખી છતા કેવો વિનયી !

કોઈ બૂરા વિચાર મોકલે તો આશીર્વાદના જળપ્રવાહમા એ બૂરા વિચાર તરત જ અગારાની જેમ બુઝાઇ જાય છે

વિપુલ પાણીમા બળતો કોલસો બુઝાઇ જાય એમ શુભેચ્છાના સરોવરમા દુર્વિચારનો કોલસો બુઝાઇ જવાનો જ.

દુનિયામા શુ લેવાનું છે ? શુભેચ્છા.
દુનિયાને દેવાનું શું છે ? પ્રેમ.

બધા પ્રેમ ચાહે છે કૂતરુ માણસને ગમે છે કારણકે એ પ્રેમી છે માલિકને જુએ અને નાચવા માડે. એ બીજી ભાષા નથી જાણતુ. એની આંખમાં પ્રેમ છે. માલિકને સાચા

દિલથી એ ચાહે છે એટલે જ માણસ દીકરાને ન ચાહે એટલો કૂતરાને ચાહે અને સાચવે.

એક માળામા રહેતુ કુટુબ બીજે રહેવા ગયુ. એના ગયા પછી માળામા કહે કે એ કેવુ સારું કુટુંબ હતુ; એનાથી આખો માળો સુવાસિત હતો, તેઓ ગયા અને માળાની રોનક ચાલી ગઈ માળો ખાલી ખાલી લાગે છે. આમ શા માટે? એટલા માટે કે એ કુટુબ જીવન જીવી જાણતુ હતુ, પ્રેમ અને મૈત્રીની હવા ફેલાવી જાણતુ હતુ.

શુભેચ્છા લેવાની છે અને નિર્મળ પ્રેમ આપવાનો છે.

ત્રીજી વાત, છોડવાનુ શુ?

ક્રોધને છોડવાનો છે. બહેનોના મગજ જલદી ગરમ થઇ જાય છે. તો શુ કરવા સસારમા પડ્યા? ઇચ્છીને સસાર સ્વીકાર્યો છે, હવે ક્રોધ કરે શુ વળે? જવાબદારી લીધી છે તો પૂરી કરો. સસારમાં પડ્યા છો તો શાતિ રાખો.

ઘણી બહેનો ક્રોધમા આવે ત્યારે બાળકને મારે, પતિને કટુવચનો સભળાવે.

ક્રોધ એક એવો તોફાની વાયરો છે જે વિવેકના દીપકને બુઝવી દે, પછી સામે કોણ છે તે દેખાય જ નહિ.

ક્રોધ ત્રણ વસ્તુનો નાશ કરે છે: પ્રીતિ, વિવેક અને વિનય.

ક્રોધ આવ્યો અને પ્રીતિ ગઈ. બે મિનિટમા બધુ ખાખ. અરે, ક્રોધી તો પોતાની જાતને પણ નુકશાન કરે. સ્ત્રીઓ ક્રોધમાં આવી જઇને આપઘાત પણ કરે છે ને? પુરુષોને આપઘાત કરતા જોયા? સ્ત્રીજાતમા આપઘાતના બનાવો

ઘણા બને છે. કારણકે એ એટલી નિર્બળ બની જાય છે કે પોતાની જાતને પણ જાળવી ન શકે.

પતિ કે પત્ની ક્રોધ કરે એમાં બિચારુ નિર્દોષ બાળક ટીચાઇ જાય પ્રેમનુ અમૃત વરસાવતી મા ક્રોધના કારણે કાળી બની જાય.

નિર્બળને ક્રોધ જલદી આવે. વીર જ ક્ષમાવાન હોય.

આશીર્વાદનો સંચય કરો, નિર્મળ પ્રેમનુ દાન કરો, ક્રોધનો ત્યાગ્ કરો

પૂજા કરવા જતાં ફૂલવાળી અડી જાય તો સ્નાન કરી શુદ્ધ થાઓ પણ ક્રોધરૂપી વાઘરણ આવી તેનુ પ્રાયશ્ચિત શું? પેલામાં તો પૂજા બગડી ગઈ પણ આમા તો ભવ બગડી જશે.

ઘણી બહેનો નાનકડી વાત ઉપર એટલો બધો ક્રોધ કરે, ઝઘડા કરે કે આખું જીવન અને વાતાવરણ કટુતાપૂર્ણ બની જાય ક્રોધનું પ્રાયશ્ચિત્ત લો. તમે જ તમારા ગુરુ બનો. આમ જાગૃતિપૂર્વક પ્રયત્ન કરતા આ જૂની ટેવ નીકળી જશે. ક્રોધ આવે તો કહો કે મારે ભગવાન આગળ સો ખમાસણાં દેવાં, વીશ બાધી નવકારવાળી ગણવી.

જેની પાસે ક્રોધ નથી એ તો પ્રેમની દીવડી છે. એના પ્રકાશમાં સુખ અને શાંતિ વસે છે.

ચોથી વાત, આત્મચિંતન કરવુ ·

હુ શા માટે આ દુનિયામાં આવી? મારા જીવનનો હેતુ શો? મારે શું કરવું જોઈએ?

આમ ડૂબકી મારશો તો જીવનના ઉપયોગનો ખ્યાલ આવશે. અંતરમા ડૂબકી મારવી, પોતાનું અવલોકન કરવુ એ મોટી વાત છે.

પુરાણની આ વાર્તા છે:

હિરણ્યકશ્યપુ ભગવાનને મારવા નીકળ્યો. એની પાસે એક વરદાન હતું, એ ગમે તેને મારી શકે. હિરણ્યકશ્યપુ ત્રણે લોક ફરી આવ્યો પણ ભગવાન એને ન મળ્યા, થાકીને એણે મારવાનું માંડી વાળ્યું. ઘણા વર્ષો પછી નારદે ભગવાનને પૂછ્યું : "તમે ત્યારે ક્યાં સતાઈ ગયા હતા ?" ભગવાને કહ્યું : "હું એની પાસે જ હતો, એના હૃદયમાં જ છુપાયો હતો. હિરણ્યકશ્યપુ બધે ગયો પણ એણે પોતાન હૃદય તરફ નજર ન નાખી. એ ક્યારે નાખે ? વાંકો વળે તો ! પણ એ અભિમાની હતો નમીને નજર અંદર નાખે તો એને ભગવાન દેખાય ?"

નમ્ર બનો. થોડી થોડી વારે અંતરમાં અવલોકન કરો, નિરીક્ષણ કરો, તો તમને જ તમારામાં રહેલું પરમતત્ત્વ દેખાશે.

લેવાનો આશીર્વાદ, દેવાનો પ્રેમ, ત્યાગ કરવાનો ક્રોધનો અને જાણવાનુ સ્વતત્ત્વ. એ નહિ થાય તો પ્રવાસ નિષ્ફળ જશે.

તમારું નાનકડું મંડળ, દુઃખી માટે, સખત તડકામા છાંયો આપતા વડલાનું કામ કરી રહ્યું છે એ જોઇ મને આનંદ થાય છે. કોઈનાય સળગતા પ્રશ્નોને સમજીને ઉકેલવામાં સહાય થવું એ પણ એક સેવા જ છે. સેવાના ક્ષેત્રે નાનુંશુ કામ પણ મહત્ત્વનું છે. કોઇને પાણીનું પવાલું પાવાનું કામ કર્યું હશે તો એનો પણ સંતોષ થશે.

સેવા કરવાની ભાવના તમારા બધામાં છે, તમારા કાર્યકરો ઉત્સાહી છે, તો સેવાની સુવાસ કેમ ન ફેલાય ?

આજની આ ચાર વાતને લક્ષમાં રાખી તમે સહુ કમળની જેમ વિકસતા જાઓ, પાંખડીમાં રંગ લાવતા જાઓ, પ્રકાશને હૃદયમાં ભરતા જાઓ અને પરમાત્માના પ્રેમના પ્રકાશને પામતા જાઓ એવી શુભેચ્છા.

(શ્રી જૈન મહિલા સમાજમા આપેલુ પ્રવચન)

# "આપણું સંસ્કારધન"

**આ**જનો સ્વાધ્યાય "આપણુ સંસ્કાર ધન" છે. જે ધનવડે ભારત સમૃદ્ધ હતું, સમૃદ્ધ છે અને સમૃદ્ધ થશે. જો કે ઓટ આવી છે છતાં એની ગૌરવગાથાઓ એવી જ ગવાઇ રહી છે. જે સંસ્કૃતિના નામ ઉપર, જે આધ્યાત્મિક પ્રકાશ ઉપર પાશ્ચમના લોકો આજે પણ વારી જાય છે અને દર વર્ષે ત્યાંથી પ્રવાસીઓ આવતા જ જાય છે એ સસ્કારધન શુ છે તે વિચારીએ.

ધન કોનું નામ ? જે માણુસને સમૃદ્ધ બનાવે, સુખી બનાવે, જીવનને જીવવા જેવુ બનાવે અને મૃત્યુને મંગળ-મય બનાવે. જે ધન માણસને ચિંતા કરાવે, જે ધન માણસને કગાલ બનાવે, જે ધનવડે કરીને માણુસ મનથી અને તનથી અહકારી અને અજ્ઞાની બને એ ધન નથી, એને પૈસો કહી શકો.

પૈસો અને ધન એ બે વચ્ચે મોટુ અતર છે. પૈસો જુગારીની પાસે પણ હોઇ શકે, નટ અને નર્તકી પાસે પણ હોઇ શકે પણ ધન તો સસ્કાર સપન્ન નરનારી પાસે જ હોય.

એટલા જ માટે પૈસો મેળવ્યા પછી પણ ધન મેળવવાનું બાકી રહી જાય છે. જ્યાં સુધી આ ધન ન આવે ત્યાં સુધી એ પૈસાદાર કહેવાય પણ શ્રીપતિ ન કહેવાય, ધનપતિ ન કહેવાય, લક્ષ્મીપતિ ન કહેવાય. લક્ષ્મી, ધન, શ્રી એ બધાંય જીવનની શોભાનાં ઉપનામ છે.

આવો ધનથી ભારત સમૃદ્ધ હતું, પૈસાથી નહિ. પૈસાથી તો અમેરિકા આપણા કરતા ઘણુ સમૃદ્ધ છે. પણ ભારતવર્ષની સમૃદ્ધિ જુદી છે.

જે ધનવડે કરીને માણસ સુખી હોય, પ્રસન્ન હોય. હૃદયનો ઉદાત્ત હોય, જ્ઞાનનો ઉપાસક હોય, જીવનને ધન્ય બનાવતો હોય અને મૃત્યુને મંગળમય બનાવતો હોય એ ધન આપણા દેશનું ધન, જેને હું આપણો વારસો કહુ છુ, આપણી મૂડી કહુ છું.

પૈસો ચાલ્યો જાય તો પણ આ મૂડી ન જાય. માણસ પૈસાથી નાદાર થઇ જાય તો ચાલે પણ આ આધ્યાત્મિક સંસ્કૃતિથી કંગાલ થઇ જાય તે નહિ ચાલે. સંસ્કૃતિથી નિર્ધન અને કંગાલ ન બની જાય એ માટે મહાવીર જૈન વિદ્યાલયના સુવર્ણ મહોત્સવના શુભ પ્રસંગે આ સ્વાધ્યાયમાં એનું સ્મરણ તાજું કરવા માગું છું.

"મહાવીર જૈન વિદ્યાલય" આખર તો એક વિદ્યા પ્રદાન કરનારી સંસ્થા છે. એ લૉજિંગ અને બોર્ડિંગ નથી કે ખવડાવ્યુ, રાખ્યા અને રવાના કર્યા !

આ સંસ્થા સાથે મહાવીરનું પવિત્ર નામ જોડાયુ છે. અઢી હજાર વર્ષ પહેલાની ભવ્યતાનું સ્મરણ આ એક નાનકડુ નામ કરાવે છે.

અઢી હજાર વર્ષ પહેલાનો એ જમાનો હતો, જેમાં બુદ્ધ અને મહાવીર વિચરતા હતા, જેમા અહિંસા અને પ્રેમનો પ્રસાર હતો, જેમા અધ્યાત્મના પ્રકાશ માટે રાજાઓ રાજ્ય છોડીને, મંત્રીઓ મંત્રીપદ છોડીને, શ્રેષ્ઠીઓ હવેલીઓ છોડીને સંતોના ચરણોમાં જઇ બેસતા. એમને લાગતું હતું

કે આ જ અમારુ સાચું ધન છે. વિચાર કરવાનો છે કે એ ધન શુ હતું કે જે ધનને મેળવવા માટે પૈસાદારો પણ માનતા કે આ ધન મળે તો જ અમે સાચા ધનપતિ.

મને એક પ્રસંગ યાદ આવે છે, અઢી હજાર વર્ષ પહેલાંનો આ પ્રસગ છે ભગવાન બુદ્ધ રાજનગરીમાં આવ્યા છે; એમને વદન કરવા, એમના જ્ઞાનનું સુધાપાન કરવા કેટલાયે નરનારીઓ ઉત્સાહભેર જઈ રહ્યા છે. એ વખતે ગામનો નગરશેઠ પણ જઇ રહ્યો છે. એણે વિચાર કર્યો · 'હુ ભગવાન બુદ્ધના દર્શને જાઉં છુ. એમના ચરણે હુ શુ ધરીશ? એમની પાસેથી લઇને આવીશ પણ હુ આપીશ શુ? આપ્યા વિના કાઇ મેળવી શકાતું નથી, ખાલી કર્યા વિના કાઇ ભરી શકાતુ નથી.' અદર જો ભરેલુ હોય તો નવું તમે કેમ ભરી શકો? અદર ભરેલુ હોય એને કાઢી નાખો તો જ તમે નવુ ઉમેરી શકો છો.

શિશિરઋતુ હોવાથી બધા કમળો બળી ગયા છે, સુકાઈ ગયા છે, માત્ર એક જ કમળ રહી ગયુ છે આ કમળને સુદાસ માળી વેચવા નીકળ્યો છે. નગરશેઠ લેવાની વાત કરે છે: "કેટલા પૈસા?" સુદાસ એક સોનામોહર માગે છે. એટલામાં તો રાજપુત્ર આવે છે. એ કહે "હુ તને પાંચ આપુ." બન્ને વચ્ચે હરીફાઇ ચાલે છે સોનામોહરની હરીફાઇમા બન્ને ઘણા આગળ વધી જાય છે

સુદાસ આશ્ચર્યથી પૂછે છે. "આપ આ કમળનુ શુ કરવા માગો છો?" બન્ને કહે છે: "ભગવાન બુદ્ધના ચરણોમા આ કમળ અમારે ધરવુ છે" સુદાસને વિચાર આવ્યો 'જેના ચરણોમાં કમળ ધરવા માટે આ નગરશેઠ અને રાજપુત્ર હરીફાઇ કરે છે એ ચરણો કેટલા પાવન હોવા

જોઈએ ! તો આ કમળને વેચું એના કરતાં હું જ જઈને એ ચરણોમા આને સમર્પિત શાને ન કરું ?' અને એ દોડી આવ્યો, આવીને બુધના ચરણોમાં કમળ ધરી ઢળી પડ્યો

ભગવાન બુદ્ધે કહ્યુ : "વત્સ ! તારે શું જોઈએ છે ?" સુદાસે નમ્ર ભાવે કહ્યુ : "માત્ર તમારી કૃપા નજરનુ એક કિરણ મળે અને મારા અતરનુ તિમિર ટળી જાય !"

જે વસ્તુ રાખીએ અને ચોરોને ઉજાગરો કરવો પડે; જે વસ્તુને માટે ભાઈઓને લડવુ પડે, પિતા–પુત્રને મન દુઃખ થાય એ ધન નથી. ભગવાન બુદ્ધ શુ કહ્યુ ? "આજની સભામા સાચો સસ્કારી અને ધનપતિ હોય તો આ સુદાસ છે."

આ વાર્તા ભગવાન બુદ્ધની જાતકકથામાં આવે છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એને સરસ વિચારોની કલગી આપી છે અંદરના અધકારને દૂર કરવામા મદદગાર થાય એનુ નામ તે ધન છે, બાકી બધુ ય પૈસો છે

આપણે જે ધરતીમાં જીવીએ છીએ, એ ધરતીના અણુઅણુમા આ ભાવના ભરેલી હતી પણ દેશ. કાળને લીધે કેટલીક વસ્તુઓ બદલાઈ જાય છે, બદલાઈ જવા છતાં ધરતીમાં જે વસ્તુ પડેલી છે એ ધરતીને સાવ મૂકી જતી નથી રહેતી.

આપણું આ સંસ્કારધન શુ હતું ?

આપણી સસ્કારગાથાને કવિ કાલીદાસે રઘુવશમા નોંધી છે.

शैशवे अभ्यस्त–विद्यानां, यौवने पुरुषार्थीनाम् ।
वार्धक्ये मुनिवृत्तानां, योगान्ते च तनुत्यजाम् ॥

માનવ જીવનના ચાર તબક્કાઓની ચાર વાતો આમાં મૂકી છે. પહેલુ શૈશવ, બીજુ યૌવન, ત્રીજું પ્રૌઢત્વ અને ચોથું મૃત્યુ. જીવનના આ ચાર પ્રસંગોને આપણે કઇ કઇ વસ્તુથી ધન્ય અને ચિરજીવ બનાવી શકીએ એના ઉપાયો આપણને બતાવ્યા છે.

"शैशवे अभ्यस्तविद्यानाम्"

શશવ શેનાથી અલંકૃત અને ચિર જીવ બને? તો કહે, શૈશવ વિદ્યાથી ભર્યુ હોવુ જોઇએ.

જેમ કોઇ પાત્ર અમૃતથી ભરેલુ હોય તો પત્રમાંથી આપણે એનું પાન કરી શકીએ પણ પાત્ર ખાલી હોય તો? ખાલી પાત્ર ગમે એટલુ સુદર હોય પણ એનાથી આપણી તૃષા છીપતી નથી. પાત્ર પ્લેટિનમનું હોય તો પણ શુ? પ્યાસ તો એમા રહેલી વસ્તુ જ મિટાવે છે.

એમ શૈશવ એ પાત્ર છે, એમા વિદ્યા એ અમૃત છે. વિદ્યાનું અમૃત એમા ભરેલું હોય તો જ એ જીવનની પ્યાસને મિટાવે છે.

શૈશવ એ વિદ્યાને માટે જ હોવું જોઇએ. મુરબ્બીઓએ ધ્યાન રાખવુ જોઈએ કે બાળકોના વિદ્યાભ્યાસના સુવર્ણકાળમાં એમના તરફથી જાણતાં કે અજાણતાં એમાં કોઈ પિત્તળ ન મળી જાય કે એમનુ સુવર્ણ, જીવનના ખરા સમયમાં ખોટું પડી જાય! આ વાત રાજદ્વારી માણસો, નેતાઓ અને માતા-પિતાઓ ધ્યાનમા રાખે તો બાળકના જીવનમાં સદા વિદ્યાનો જ પ્રકાશ રહે અને એનું શૈશવ સુંદર અને સસ્કૃત બની જાય.

પણ આજે વિદ્યાનો અને વિદ્યાર્થીઓનો ઉપયોગ ઘણા-ખરા પોતાના સ્વાર્થ માટે કરી રહ્યા છે. રાજદ્વારી માણસો

એમની પાસે પથરા ફેંકાવીને, કૉલેજો અને યુનિવર્સિટીઓ સળગાવડાવીને, શિક્ષકોની સામે બોલતા કરીને, ચોપડીઓ અને પુસ્તકાલયોને બાળતા કરીને એમના શૈશવને બગાડી રહ્યા છે. જે બીજાનું શૈશવ બગાડે એનો બુઢાપો શા માટે ન બગડે? એનાં મૂળ કોણ છે? સત્તાના ઉચ્ચ આસન ઉપર બેઠેલા, જેમનું તમે હારતોરા લઈને સ્વાગત કરો છો અને ગયા પછી નિંદા શરૂ કરો છો!

વિદ્યાર્થીઓ કે જેમનું મન નિર્મળ છે એમના જીવનમાં તમે બગીચો સર્જવાને બદલે એને વેરાન કેમ કરો છો? Blotting Paperનુ (શાહીચૂસનુ) કામ. સામે જે હોય તે ચૂસી લેવાનું છે, પછી એ કાળી શાહી હોય કે વાદળી હોય. એવું જ કામ વિદ્યાર્થીઓના માનસનુ છે એમનુ માનસ શાહીચૂસ જેવુ શીઘ્રગ્રાહક છે. જે આપો તે ગ્રહણ કરે આવા બાળ-માનસને જે બીજા માર્ગે વાપરે છે, એક રીતે કહુ તો, એ ભારતીય સસ્કૃતિનુ murder ખૂન કરે છે, એ મોટામાં મોટો ગુનો કરે છે.

સુદર શૈશવને વધારે સુંદર બનાવવામા આપણે સાથ આપવા પ્રયત્ન કરવાનો છે આપણા વિચારોથી, આપણી વાણીથી અને આપણા વર્તનથી એમના માનસ પર કોઈ અસસ્કૃત છાપ ન પડી જાય તે માટે સદા સાવધાન રહેવું પડશે.

વિદ્યાની ઉપાસના કરતો કરતો વિદ્યાર્થી જીવનનું એક દર્શન મેળવે છે. વિદ્યાર્થી ભણીને આવ્યો એની પ્રતીતિ શું છે? જીવનદર્શન શુ છે? એના માપદડના આ બે પાસા છે.

એક તો જીવનની શાશ્વત અને અશાશ્વત વસ્તુઓના મૂલ્યોનો વિવેક બીજુ પોતાનામાં જેવો આત્મા છે એવા જ

આત્માનુ દર્શન વિશ્વના પ્રાણીમાત્રમાં કરી પોતાની પરત્વે જે જાતનુ આચરણ જાહેરમાં અને એકાતમાં આચરતો હોય એવું જ આચરણ જાહેરમાં અને એકાતમાં સર્વ આત્મા પ્રત્યે આચરવાની અભિરુચિ, વિદ્યાનું આ દર્શન છે.

જેની પાસે વિદ્યા આવે એની પાસે આ બે વસ્તુની અપેક્ષા રાખીએ. શાશ્વત અને અશાશ્વત એ બેને વિવેકથી જુદા પાડે એ જુએ કે એક દેહ છે, બીજો આત્મા છે; એક મૂકી જવાનુ છે, બીજુ લઇ જવાનુ છે આ બેનો વિવેક થતા શાશ્વતને ભોગે અશાશ્વતને ન સાચવે. જરૂર પડે તો એ અશાશ્વતને ભોગે શાશ્વતને ટકાવી રાખે. આવી પ્રજ્ઞા, આવો વિવેક જેનામા જાગે છે એની પાસે વિદ્યા છે. આ બેનુ વિશ્લેષણ કરતા આવડી જાય પછી એને કહેવું પડતું નથી કે તું આત્મા માટે સ્વાધ્યાય કર, પરલોક માટે પ્રત્યત્ન કર. કારણકે એ જાણતો હોય છે કે આ મારો આત્મા શાશ્વત છે, એના ભોગે હુ દુનિયાની કોઈ પણ અશાશ્વત વસ્તુનો સંચય નહિ કરુ; શાશ્વત–તત્ત્વને હું હાનિ નહિ પહોચાડું.

આજે વિદ્યાવાન ઘણા છે પણ આવી જાગૃત વિચારણા-વાળા કેટલા? વિદ્યાથી આ દૃષ્ટિ ન આવે તો માનવુ કે માત્ર પુસ્તકિયું જ્ઞાન છે બીજી રીતે કહું તો માત્ર શબ્દોનો સગ્રહ છે એ પુસ્તકાલય બની શકે પણ પ્રાજ્ઞ પુરુષ નથી બની શકતો.

તેવી જ રીતે માણસ માત્ર પુસ્તકો જ રટી જાય, ભણી જાય, યાદ રાખી જાય પણ જરૂર પડે ત્યારે આચરી ન શકે તો એ ગધેડા પર લાદેલા ચદન જેવુ ગણાય ને?

એક વિદ્વાને સરસ વ્યાખ્યા બાંધી કે Man of words and not of deeds is like a garden full of weeds. માત્ર શબ્દોનો સંગ્રહ કરે અને એ સંગ્રહને આચારમાં મૂકવા માટેની અભિરુચિ ન દાખવે એને એક બગીચા સાથે સરખાવ્યો છે; જેમાં પુષ્પો અને ફળો કાંઇ નથી માત્ર કાંટા અને ઝાંખરાં જ ઊભાં છે.

ભણતરથી માત્ર સ્મરણશક્તિ વધે, શબ્દશક્તિ વધે, વાક્ચાતુર્ય વધે અને આચરણ ન વધે તો આપણા જીવનમા ત્યાગનુ તેજ કેમ આવે ? વસ્તુને છોડવા માટેની અભિરુચિ કેમ જાગે ? શાશ્વત અને અશાશ્વતનો વિવેક કરવો એ જ તો વિદ્યાનુ પ્રથમ પાસુ છે.

બીજુ દર્શન એ કે મારામાં જે છે એ જ તત્વ વિશ્વના બધા જ આત્માઓમાં નિવાસ કરી રહ્યું છે, તો એકાંત અને જાહેરમાં હું મારા પ્રત્યે જેવું આચરણ કરું છું એવું જ આચરણ હું જગતના જીવો પ્રત્યે કરું. આ દૃષ્ટિથી એના વિચારમા, એના ઉચ્ચારમાં અને એના આચારમા એક જાતની ઉચ્ચતા આવે છે. આ ઉચ્ચતા લોકોને રાજી કરવા બહારથી લાવેલી નથી પણ અંદરથી ઊગેલી છે. વિશ્વમાત્રના પ્રાણીસૃષ્ટિમાં ચૈતન્યના નિવાસનું એણે દર્શન કર્યું છે.

આવી દૃષ્ટિવાળા માણસો આપણને દરેક દેશમાં મળી આવે છે. અબ્રાહમ લિંકન એકવાર વ્હાઈટ હાઉસ જતાં કીચડમાં ડુક્કરને તરફડતું જુએ છે. પોતે કીચડમાં જઇ એને એમાંથી કાઢે છે, પછી જ વ્હાઈટ હાઉસ જાય છે. ત્યાં કોઈએ ડ્રાઇવરને પૂછયું કે લિંકનનાં કપડાને કીચડના ડાઘા કેમ ? ડ્રાઈવરે કહ્યુ કે ડુક્કરને કીચડમાથી બહાર

કાઢતા ડાઘ લાગ્યા છે. આ સાંભળી એક મિત્રે આવી લિંકનને ધન્યવાદ આપ્યા. ત્યારે લિંકને કહ્યુ : "રહેવા દો. મેં આ કામ ધન્યવાદ માટે કે બીજાને માટે નથી કર્યું પણ ડુક્કરને કાદવમા તરફડતુ જોઈને મારા મનમા એક વ્યથા જાગી અને એ વ્યથાનો કાંટો કાઢવા ડુક્કરને કાઢ્યા વિના છૂટકો નહતો." આટલુ કહીને લિંકન ચાલતા થયા.

બીજાને દુઃખી જોઈને પોતે દુઃખી થવું. આ એક સમભાવ અવસ્થા, પ્રાણીમૈત્રીની ભાવના; વિશ્વમા રહેલા ચૈતન્યમા પોતાના જેવા જ એક ચેતન્યનુ દર્શન. પોતાના દુઃખને દૂર કરવા માટે જેવો પ્રયત્ન કરે એવો જ પ્રયત્ન જગતના જીવો પ્રત્યે આપણે કરતા રહીએ, દર્દ દૂર કરવા માટેની આપણી સતત અભિલાષા હોય ત્યારે જાણવું કે આપણામાં વિદ્યાનો પ્રકાશ આવતો જાય છે, એ વિદ્યા વડે કરીને આપણે ધનવાન બનતા જઇએ છીએ

રાજસ્થાનના ગામડાનો આ પ્રસંગ છે. બે ભાઇઓ છે, મોટાભાઈનો વસ્તાર વધારે છે, નાના ભાઈનો વસ્તાર થોડો છે. બન્નેનાં ખેતરો છે, વચ્ચે એક વાડ છે કાપણી પછી પૂડાનો ઢગલો થયો છે. રાત્રે મોટા ભાઈ વિચારે છે કે આ મારો ભાઇ નાનો છે. મે સંસારમા માણવાનું બધું માણી લીધુ છે, મારી જરૂરિયાત પણ ઓછી છે, નાના ભાઇને વધારે જીવવાનુ છે, જરૂરિયાત પણ વધારે છે આ વિચારે પોતાના ખેતરમાંથી પૂળા લઈને નાના ભાઇના ખેતરમાં નાખી આવે છે. એ જ રાત્રિના બીજા પ્રહરમાં નાના ભાઈને વિચાર આવે છે કે મોટા ભાઇનો વસ્તાર વધારે છે, એ કેવી રીતે ચલાવતા હશે ? હુ તો જુવાન અને સશક્ત છુ, રળી શકુ એમ છુ એટલે એ પોતાના ખેતરના પૂળાઓને મોટા

ભાઇના ખેતરમાં નાખી આવે છે. આવી રીતે એ ત્રણ દિવસ ચાલ્યું. ચોથી રાત્રિએ બન્ને ભાઈઓ ભેગા થઇ ગયા. એકે પૂછ્યુ 'તું ક્યા જાય છે?' બીજાએ પૂછ્યું 'તુ ક્યાં જાય છે?' બન્નેના હાથમાં પૂળા પેલો આને ત્યા નાખવા જાય અને આ પેલાને ત્યા નાખવા જાય!

આ વિદ્યા છે, આ કેળવણી છે. નાનો મોટાનો વિચાર કરે, મોટો નાનાનો વિચાર કરે. આ એકબીજાને સમજવાની શક્તિ છે. આવી વિદ્યાથી સમજવાનુ દર્શન પ્રાપ્ત થાય છે. આવી વિદ્યા વિના કહો, સમાજ ઊંચો કેમ આવે? સમાજ સુખી અને સમૃદ્ધ પણ કેમ થાય?

સમાજના દર્શન વિના એકલી આત્માની અને પરલોકની જ વાત કરીશું અને વ્યવહારમાં પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવની વિચારણા નહિ આવે તો મને લાગે છે કે આપણે હવામા ઊડ્યા કરીશુ, જમીન ઉપર પગ પણ નહિ મૂકી શકીએ. જે માણસ જમીન ઉપર પગ મૂકી શકતો નથી એ કદાચ હવામાં ઊડી શકતો હશે પરંતુ સ્થિર નહિ હોય. હવામાં ઊડવાની પણ એક મર્યાદા છે. આખરે માણસને ધરતી ઉપર ચાલવાનુ છે. અધ્યાત્મની, ધર્મની જાગૃતિ જો વ્યવહાર શુદ્ધિથી શરૂ ન થાય, બીજા જીવોમા રહેલા આત્માનુ દર્શન કરીને એના પ્રત્યે સમભાવાત્મક બુદ્ધિથી જાગૃત ન થાય તો જે ધ્યેય તરફ પહોંચવાનુ છે ત્યા એ કદી પહોંચી નહિ શકે. માત્ર આપણા શબ્દોમા મોક્ષ. વિચારોમા નિર્વાણ અને કલ્પનામાં મુક્તિ રહી જશે, એની પ્રાપ્તિ તો આવા સમાજદર્શનથી જ થશે

શાશ્વત અને અશાશ્વતનાં મૂલ્યોનો વિવેક અને સર્વ

ભૂતોમાં પોતાના જેવા જ ચૈતન્યનું દર્શન. આ સમાનુભૂતિ થાય, સમસંવેદન થાય એ જ સાચી વિદ્યા.

આવો વિદ્યાવાન પુરુષ મનમાં વિચારે છે ત્યારે એ વિચારોની અંદર પણ એક મૃદુ અને નિર્મળ તત્ત્વ હોય છે, એના આચારમા કોમળતા ને સવેદના હોય છે, એના આચરણમાં સૌના સુખ અને શાતિનો પરિમલ હોય છે. એનુ દર્શન આત્મસ્પર્શી હોવાથી સમાજને માટે એક આશીર્વાદરૂપ બની જાય છે.

" यौवने पुरूषार्थीनाम् "

જેના શૈશવનુ પાત્ર વિદ્યાના અમૃતથી છલકાઈ રહ્યું છે એ શૈશવમાથી નીકળીને તમે યૌવનમા આવો છો. તમારી પાસે શક્તિઓ છે, બુદ્ધિ છે, થનગનાટ અને કાંઈક કરી જવાની મનમાં સ્વપ્ન સૃષ્ટિ છે. યૌવનમાં જો સ્વપ્ન અને સર્જનાત્મક શક્તિના વિચારો ન હોય તો એ શક્તિ એને જ ખલાસ કરી નાખે છે.

મારે આ સસારના બગીચામાં એકાદો રોપો રોપીને જવુ છે; બને તો સસારનો બગીચો સમૃદ્ધ બને એવું સુંદર કાર્ય કરું પણ એકે રોપાને ઊખેડીને સંસારના બગીચાને દરિદ્ર બનાવવામાં નિમિત્ત તો નથી જ નવું.

એક રાજમાર્ગમાંની બાજુમાં એક એકચાસી વર્ષનો વૃદ્ધ ખાડો ખોદીને નાનકડો છોડ રોપી રહ્યો છે. એટલામાં બે યુવાનો ઠેકડી કરતાં પૂછવા લાગ્યા : "દાદા, શું કરો છો?" "આંબાનું ઝાડ વાવું છું" "હે! આ ઉમ્મરે આંબાનુ ઝાડ વાવો છો? એક્યાસી વર્ષે ઝાડ વાવો છો? આ આબો ઊગશે ક્યારે? એને કેરીઓ આવશે ક્યારે? અને દાદા તમે ખાશો ક્યારે? ઘડપણમા તૃષ્ણા અને મોહ જાગ્યાં છે!"

વૃદ્ધે નમ્રતાથી કહ્યું: "તારી વાત સાચી છે ભાઈ, તૃષ્ણા તો હોય. હું એમ કહેતો નથી કે મારામા તૃષ્ણા ન હોય. ન હોવાનો દાવો કરવો એ વસ્તુ હોવાને સિદ્ધ કરવા બરાબર છે. પણ આ જે આંબો હુ વાવું છું એ મારે માટે નહિ. આ રસ્તાની બન્ને બાજુ જે ઝાડ ઉગેલાં છે એની છાયાનો, એના ફળનો મે ઘણા વર્ષો સુધી લાભ ઉઠાવ્યો છે. તો હવે હું જાઉં છુ તે પહેલાં આવતી કાલની પેઢીને કાંઈક તો આપતાં જવું જોઇએ ને? એટલે હું વાવતો જાઉં છું. ગઇકાલ પાસેથી લીધું છે તો આવતીકાલને આપણે કાંઈક આપવાનુ છે, અને આપ્યા વિના ચાલ્યા જઇએ તો આપણે કુદરતના ચોર કહેવાઇએ! હું ચોર ન બની જાઉં એટલા માટે આ મારો પ્રયત્ન છે." પેલા બે યુવાનો આ સાંભળીને નમી પડ્યા, "દાદા, તમને સમજવામાં અમારી ભુલ થઈ છે."

માણસ માણસને સમજવામાં ભૂલે છે ત્યા જ જીવન-યાત્રાની નિષ્ફળતા છે, માણસ સામાને સમજી શકતો હોય તો એની યાત્રા કેવી સફળ થઇ જાય?

યૌવન શોભે છે પુરુષાર્થથી. ઘણી વાતો કરનારને હું મહત્ત્વ નથી આપતો, એને માત્ર વાતનો રાજા ગણું છું. તમારા હાથથી કાંઇક દયાનું, કરુણાનુ, સેવાનું, કાંઈક તો કામ થવુ જોઈએ.

ગયા વર્ષની વાત છે. બિહારમાં દુષ્કાળ પડ્યો ત્યારે ચાર-પાંચ લાખ ભેગા કરી ત્યાં ભોજનગૃહ શરૂ કર્યાં. ત્યાં કહેવાતા એવા એક આધ્યાત્મિક ભાઈ આવ્યા કહે: "મહારાજશ્રી! આત્મકલ્યાણ મૂકીને આ શું ઉપાડયું છે? આત્માની વાત કરો. બિહારના લોકો તો જન્મે છે અને મરે છે, એ તો સ્વભાવ

છે. કોણ જન્મ્યું તે નથી મર્યું? એમાં તમે પાંચ લાખ માણસોને અનાજ પહોંચાડયુ તો શું અને ન પહોંચાડ્યું તો શું? આ મૂકીને એક આત્મજ્ઞાનની શિબર યોજો ને!" આપણામાં જાગૃતિ જો ન હોય તો ઘડીભર એના વિચારના આચ્છાદનની નીચે આપણી પ્રજ્ઞાનો દીપક ઢંકાઈ જાય. મે કહ્યુ: "આત્માની વાત કરનાર માણસ આત્માઓને દુ:ખી જોઇને દ્રવે નહિ, એનો હાથ લબાય નહિ તો એને આત્માનો અનુભવ થયો છે એમ માનવું એ પણ અજ્ઞાનજન્ય ભ્રમ છે"

જે જે મહાપુરુષોએ આત્મ–અનુભૂતિ કરી છે તેમનાં જીવનમાથી સેવાના પ્રત્યક્ષ દૃષ્ટાંત જડયાં છે. પંઢરપુરના દેવના અભિષેક માટે નામદેવ ગંગાજળ કાવડમાં લઇ જઇ રહ્યા હતા. પણ રસ્તામાં ગધેડાને તૃષાથી તરફડતું જોયું તો એમણે એને એ પહેલાં પાયું. કોઈએ પૂછ્યું "અરે, ગંગાજળ આ ગધેડાને પાયુ?" ઉત્તર મળ્યો "ગધેડામાં આત્મા છે ભાઈ!"

આ આત્મદર્શન છે. આ આત્મદર્શનથી તમારામાં સર્જનાત્મક, હકારાત્મક, સેવાની એક સહજ ભાવના જાગી જાય છે. યુવાનીમાં પુરુષાર્થ આ રીતે આકાર લે છે અને આપણી શક્તિઓને એ સમૃદ્ધ બનાવે છે.

"वार्धक्ये मुनिवृत्तानां"

શૈશવ અને યુવાનીમાં જે તૈયાર થઇને આવેલો છે એ હવે વાર્ધક્યમાં પ્રવેશ કરે છે. વાર્ધક્ય એટલે ઘડપણ જ નહિ જ્યારથી ધોળાવાળનો પ્રારંભ થાય, જ્યારથી તમને એમ લાગે કે તમારા અંગોપાગમાં કાંઈક ફેર જણાય છે, દાંત હાલવા માંડે, આંખમાં, મોતિયો આવે કે શરીર ઉપર કરચલીઓ દેખાય તો વિચાર

વિદ્યાપીઠમાં પહોંચી શકતો નથી. એકદમ યુનિવર્સિટીમાં જાય તો એ Peon કે સિપાઇ તરીકે જાય અથવા કલાર્ક તરીકે જાય પણ એ પ્રોફેસર તરીકે તો નથી જ જઇ શકતો.

એટલે તમારે પણ જીવનની આ ત્રીજી ભુમિકામાં જતાં પહેલા શૈશવની અને યૌવનની ભૂમિકાઓને ધીમે ધીમે સરસ બનાવવી જોઇએ.

માણુસ સુધરતો સુધરતો જ ઉપર જાય છે. જો કે એમા પણ exception અપવાદ હોય છે. એમા સાવધાન ન રહ્યા હોય તેમ છતાં ત્રીજી અવસ્થામાં સુધરી ગયા હોય, પણ એ અપવાદો general rule ન બની શકે.

આ ત્રીજી અવસ્થા એટલે અંદરના સંગીતને અનુભવવાનો સમય. આવા અનુભવી માણસો જ સંસારમાં અને સંસ્થાઓ માટે આશીર્વાદરૂપ અને વિદ્યાર્થીઓને માટે ભોમિયારૂપ બને છે.

હું તો એમ ઇચ્છું કે શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં થોડાક આવા ઠરેલા, અનુભવી, ચારિત્ર્યવાન અને વિચારોથી સમૃદ્ધ પુરુષો વિદ્યાર્થીઓના વાલી બને. વાલી વિના વિદ્યાર્થીઓને માત્ર બોર્ડિંગ અને લૉજિં ગમળે પણ પ્રેમ, વાત્સલ્ય અને સ્નેહ ક્યાથી મળે. ? વિદ્યાર્થીઓને જઇને પ્રેમથી પૂછે કે તમારે શુ દુઃખ છે ? તમારી શી વાત છે ? તો વિદ્યાર્થીઓ વાત્સલ્યથી વંચિત ન રહે, અને જે વાત્સલ્યથી વંચિત નહિ રહે એ સંસારને પણ જીવનભર વાત્સલ્ય આપ્યા કરશે.

પણ જેમને વાત્સલ્ય નથી મળ્યું એ અંદરથી એવા દગ્ધ અને શુષ્ક બની જાય છે કે જીવનના વિવિધ ક્ષેત્રોમા એ ભયંકર વિકૃતિઓ લાવે છે. બોર્ડિંગ અને લૉજિંગમાં ભણતા છોકરાઓ માટે એક Psychological Problem છે.

જેમને માબાપનુ વાત્સલ્ય ન મળે, બહેનનો પ્રેમ ન મળે, ભાઈનો સ્નેહ ન મળે, એમનાં હૃદય આઠ–દસ વર્ષમાં ધીરે ધીરે શુષ્ક બની જાય છે. પછી જ્યારે એ જીવનક્ષેત્રમા આવે છે ત્યારે પોતાની શુષ્કતાને પરિતૃપ્ત કરવા જીવનમાં જે મળ્યું તે અપનાવીને આગળ દોડે છે. એ વખતે વિવેક અદૃશ્ય બની જાય છે.

એટલે જેમણે મુનિવ્રત કેળવ્યુ હોય, મન અને તનમા મૌનનુ સગીત હોય તે બહુ ઉપયોગી નીવડે.

"योगान्ते च तनुत्यजाम्" ચોથી વાત બહુ મંગળમય છે. જેનુ શૈશવ વિદ્યાથી ભરેલુ છે, જેનુ યૌવન સ્વપ્ન અને કાર્યથી સભર બનેલું છે, જેનુ વાર્ધકય મૌનના સગીતથી મગ્ન બનેલુ છે તે આ દેહને છોડવાનો દિવસ આવે તો કેવી રીતે છોડે ? યોગમાં દેહને છોડે.

મરતી વખતે સીલ અને વીલ એ બે વાતો દૂર રહેવી જોઇએ. એક છોકરો આવીને કહે કે બાપાજી વીલ કરવાનુ બાકી છે, અહીં સાહી કરો. બીજો કહે કે સીલ મારો. આમાથી બચવાનું છે પહેલેથી જ યોગ્ય વ્યવસ્થા કરી નાખવી.

યોગની સમાધિમા દેહ છોડે પણ યોગ એટલે શુ છે ? જેમા આપણું તન, મન અને ચૈતન્ય એ ત્રણે એક ભુમિકામા આવીને વસે તે યોગ. હા, તનનો સ્વભાવ છે એટલે એ બિમાર પણ પડે. એવુ નથી કે યોગી પુરુષોને તનની શાંતિ જ હોય કદાચ અશાતિ પણ હોય, પણ અશાતિમા પણ શાતિનો અનુભવ કરે તે યોગીની વિશિષ્ટ શક્તિ છે

યોગીરાજ આનદઘનજીનો એક જીવનપ્રસગ યાદ આવે

કરવો કે જીવનનુ આ ત્રીજુ પ્રસ્થાન છે. હવે હું વાર્ધક્યમા જાઉં છું, ત્યાં શૈશવ અને યૌવનમાં જે ભેગુ કરેલુ છે એનો ઉપયોગ કરવાનો છે. શૈશવમાં વિદ્યા પ્રાપ્ત કરી, યુવાનીમાં પુરુષાર્થની કાર્યશક્તિ દ્વારા સ્વપ્નસૃષ્ટિ સિદ્ધ કરી, હવે વાર્ધક્યમાં મુનિવ્રતપણું આવે છે.

મુનિ એટલે કોણ? જે મૌનમાં આત્માના સગીતનો અનુભવ કરે, સસારના વિસંવાદમા વિદ્યા અને પુરુષાર્થની બે શક્તિઓને લીધે પોતે સમાધાનાત્મક ચિત્તની એક અવસ્થામા રહી શકે એનુ નામ તે મુનિ છે. અદર જે ઝીણું ઝીણું ગુજન ચાલે છે એ ગુંજનનો અનુભવ મૌન પાળ્યા વિના, ઊંડા ઊતર્યા વિના થતો નથી.

એક અનુભવી બાપે પોતાના આળસુ દીકરાઓને કહેલું કે હુ જાઉ છુ પણ મેં ખેતરના ઊંડા ભાગમાં એક ચરૂ દાટેલો છે એ કાઢી લેજો. અને બાપ મરી ગયો. પેલા દીકરાઓ તો મડી પડ્યા ખોદવા. આળસુ હતા પણ ચરૂ જોઇતા હતા એટલે ખોદીખોદીને આખુ ખેતર ઉથલાવી નાખ્યું. ક્યાયે ચરૂ ન મળ્યો એટલામાં વર્ષા થઈ, ખેતરમાં ઘાસ સાથે બીજી વસ્તુઓ ઊગી અને ખેતર મોલથી લચી ગયું.

ત્યારે પેલા વૃદ્ધના મિત્રે આવીને કહ્યું: "તમારા બાપે કહ્યું હતુ કે ખેતરના ઊંડા ભાગમાં દાટેલું છે એટલે જેમ જેમ ખોદો તેમ ખેતર પોચું થાય. એમાં જે ઊગે એ જ તમારો ચરૂ અને એ જ તમારી સમૃદ્ધિ છે."

વૃદ્ધ પિતાએ દીકરાને જે કહ્યું હતું એ જ વાત હું તમને કહુ છું. તમે અંદર જાઓ, ઊંડા ઊતરો જેમ જેમ તમે તમારામાં ઊંડા ઊતરતા જાઓ તેમ તેમ તમને નવી જ

અનુભૂતિ થાય. આગળ વધતાં એક એવી અનુભૂતિની અવસ્થા આવે છે. જે ભૂમિકામાં અનુભવાય કે જે તત્ત્વ મહાવીરમા હતુ, બુદ્ધમા હતું, શ્રીરામમા હતું અને આદિનાથમાં હતું એ જ પરમતત્ત્વ મારામા છે આ પરમ તત્ત્વની સમૃદ્ધિનો અનુભવ થયા પછી હું કગાલ છુ એમ લાગે જ નહિ. એમ લાગે કે હુ મહાવીર છુ, હું બુદ્ધ છું, હુ રામ છું, હુ આદિનાથ છુ.

પણ એમ કહેવા પહેલા અને એમ કરતાં પહેલાં અનુભવ થવો જોઈએ. અને અનુભવ થયા પછી કહેવાનુ રહેતુ નથી, અનુભવવાનુ જ રહે છે.

ઘણા લોકો કહેતા ફરતા હોય છે "હુ આ છું" જયા આમ કહીએ ત્યાં અનુભવવાની વાત ચાલી જાય છે. અનુભવ મૌન છે. ત્યાં બોલવાનું બધ થઈ જાય છે.

ભ્રમર મધુરસનુ પાન કરે છે ત્યારે ગુજન બંધ જ હોય છે, ગુંજન ચાલતુ હોય છે ત્યારે મધુપાન બંધ હોય છે.

એવી જ રીતે અનુભવ થાય છે ત્યારે બીજી બધી વાતો બધ થઈ જાય છે. ત્યા માત્ર અનુભવની જ અનુભૂતિ હોય છે.

આ અનુભવરસનુ જેણે પાન કર્યું તેની ખુમારી કદી ઊતરતી નથી, એને સંસારની માનસિક બિમારી સ્પર્શતી નથી, એ સદા અનુભવમા મસ્ત અને મગ્ન રહે છે.

આ અનુભવ કરતા પહેલા પહેલી બે ભૂમિકાઓમાંથી પસાર થવુ પડે છે વિદ્યાર્થી જેમ પહેલામા, પછી બીજામાં, પછી ત્રીજામા એમ standardમા આગળ વધતો જાય છે. એમ ન કરનાર માણસ ઉપરની કક્ષામા, યુનિવર્સિટીમાં,

વિદ્યાપીઠમાં પહોંચી શકતો નથી. એકદમ યુનિવર્સિટીમાં જાય તો એ Peon કે સિપાઇ તરીકે જાય અથવા કલાર્ક તરીકે જાય પણ એ પ્રોફેસર તરીકે તો નથી જ જઇ શકતો.

એટલે તમારે પણ જીવનની આ ત્રીજી ભૂમિકામાં જતાં પહેલા શૈશવની અને યૌવનની ભૂમિકાઓને ધીમે ધીમે સરસ બનાવવી જોઇએ.

માણસ સુધરતો સુધરતો જ ઉપર જાય છે. જો કે એમા પણ exception અપવાદ હોય છે. એમા સાવધાન ન રહ્યા હોય તેમ છતાં ત્રીજી અવસ્થામાં સુધરી ગયા હોય, પણ એ અપવાદો general rule ન બની શકે.

આ ત્રીજી અવસ્થા એટલે અંદરના સંગીતને અનુભવવાનો સમય. આવા અનુભવી માણસો જ સસારમાં અને સસ્થાઓ માટે આશીર્વાદરૂપ અને વિદ્યાર્થીઓને માટે ભોમિયારૂપ બને છે.

હું તો એમ ઇચ્છું કે શ્રી મહાવીર જૈન વિદ્યાલયમા થોડાક આવા ઠરેલા, અનુભવી, ચારિત્ર્યવાન અને વિચારોથી સમૃદ્ધ પુરુષો વિદ્યાર્થીઓના વાલી બને. વાલી વિના વિદ્યાથીઓને માત્ર બોર્ડિંગ અને લૉજિં ગમળે પણ પ્રેમ, વાત્સલ્ય અને સ્નેહ ક્યાંથી મળે, ? વિદ્યાર્થીઓને જઇને પ્રેમથી પૂછે કે તમારે શું દુઃખ છે ? તમારી શી વાત છે ? તો વિદ્યાર્થીઓ વાત્સલ્યથી વંચિત ન રહે, અને જે વાત્સલ્યથી વંચિત નહિ રહે એ સંસારને પણ જીવનભર વાત્સલ્ય આપ્યા કરશે.

પણ જેમને વાત્સલ્ય નથી મળ્યુ એ અદરથી એવા દગ્ધ અને શુષ્ક બની જાય છે કે જીવનના વિવિધ ક્ષેત્રોમાં એ ભયંકર વિકૃતિઓ લાવે છે. બોડિગ અને લૉર્જિંગમાં ભણતા છોકરાઓ માટે એક Psychological Problem છે.

જેમને માબાપનું વાત્સલ્ય ન મળે, બહેનનો પ્રેમ ન મળે, ભાઈનો સ્નેહ ન મળે, એમનાં હૃદય આઠ–દસ વર્ષમાં ધીરે ધીરે શુષ્ક બની જાય છે. પછી જયારે એ જીવનક્ષેત્રમાં આવે છે ત્યારે પોતાની શુષ્કતાને પરિતૃપ્ત કરવા જીવનમાં જે મળ્યું તે અપનાવીને આગળ દોડે છે. એ વખતે વિવેક અદૃશ્ય બની જાય છે.

એટલે જેમણે મુનિવ્રત કેળવ્યુ હોય, મન અને તનમાં મૌનનુ સગીત હોય તે બહુ ઉપયોગી નીવડે.

"योगान्ते च तनुत्यजाम्" ચોથી વાત બહુ મંગળમય છે. જેનુ શૈશવ વિદ્યાથી ભરેલુ છે, જેનુ યૌવન સ્વપ્ન અને કાર્યથી સભર બનેલું છે, જેનુ વાર્ધકય મૌનના સગીતથી મગ્ન બનેલુ છે તે આ દેહને છોડવાનો દિવસ આવે તો કેવી રીતે છોડે ? યોગમા દેહને છોડે.

મરતી વખતે સીલ અને વીલ એ બે વાતો દૂર રહેવી જોઇએ. એક છોકરો આવીને કહે કે બાપાજી વીલ કરવાનુ બાકી છે, અહીં સાહી કરો બીજો કહે કે સીલ મારો. આમાથી બચવાનું છે. પહેલેથી જ યોગ્ય વ્યવસ્થા કરી નાખવી

યોગની સમાધિમા દેહ છોડે પણ યોગ એટલે શુ છે ? જેમા આપણું તન, મન અને ચૈતન્ય એ ત્રણે એક ભુમિકામા આવીને વસે તે યોગ. હા, તનનો સ્વભાવ છે એટલે એ બિમાર પણ પડે. એવુ નથી કે યોગી પુરુષોને તનની શાતિ જ હોય કદાચ અશાતિ પણ હોય, પણ અશાતિમા પણ શાતિનો અનુભવ કરે તે યોગીની વિશિષ્ટ શક્તિ છે.

યોગીરાજ આનંદઘનજીનો એક જીવનપ્રસગ યાદ આવે

છે. તેઓ માંદા છે. ખૂબ તાવ આવેલો છે. એમનો એક ભક્ત એમને વંદન કરવા જાય છે. આનંદઘનજી તો ગાઈ રહ્યા છે, સંગીતમાં મસ્ત છે ભક્ત પગ દાબે છે, શરીર ગરમ ગરમ છે. ભક્તે કહ્યું: "ગુરુદેવ! આપના શરીરમાં તો જ્વર છે."

આનંદઘનજીએ કહ્યુ: "જ્વર તો આ શરીરને છે. આત્મા તો સ્વસ્થ છે." "અબ હમ અમર ભયે ન મરેંગે" એ ગીત ત્યારે જ પગટયું. દેહ વિનાશી છે અને હું તો અવિનાશી છું.

છેલ્લી અવસ્થાની આ ભૂમિકા છે.

જિંદગીનો મર્મ કોઈએ એક કવિને પૂછયો ત્યારે એમણે હસીને કહ્યું: "કોણ કેમ મરી ગયો એ તમે મને કહો એટલે હું તમને કહુ કે એ કેમ જીવી ગયો." જીવનનું સરવૈયું એ તો મૃત્યુ છે. માણસ કેટલી કૂદાકૂદ કરે છે એ મોટી વાત નથી. એની છેલ્લી ઘડી કેવી જાય છે એ મોટી વાત છે.

આ યોગની આનંદમય ભૂમિકા પ્રત્યેકને મળે અને મૃત્યુ માટે વિદાય લેતા કહે: "હું જાઉં છુ. આપણે જીવ્યા, સાથે રહ્યા, હવે રડશો નહિ, આંસુ પાડશો નહિ, કાળા કપડાં પહેરશો નહિ. કારણકે હુ તો મુસાફિર છું. નિમ્ન ભૂમિકામાંથી ઊર્ધ્વમા જાઉં છુ."

યોગની આવી ભૂમિકામા વિદાય લેવી, છૂટા પડવુ અને સંસારને આવ્યાનો એક સંદેશો આપીને જવુ એ સમગ્ર જીવનનો હેતુ છે, ઉદ્દેશ છે.

આર્યાવર્તનુ ધન એટલું બધું સમૃદ્ધ છે કે એનો

આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણુ મસ્તિષ્ક આદર-ભાવથી નમી જાય છે. આપણો વારસો કેવો મોટો છે! એ વારસાનો આવી કોઈ પળોમાં શાંતિથી બેસીને વાગોળીએ કે એ વારસાના વારસદારોએ વારસાને કેટલો જાળવ્યો છે?

આપણુ ધન—સંસ્કાર ધન—આપણને મળશે તો આપણે સમૃદ્ધ બનીશું. જીવનની સમૃદ્ધિ આ જ છે

પ્રારંભમાં જ મે આપને કહ્યું કે જીવનને પૈસાથી કે મકાનથી નથી માપવાનું. જીવનને માપવા માટે હૃદય ભાવોથી કેટલુ સમૃદ્ધ છે, મન અને મસ્તિષ્ક વિચારોથી કેટલા સભર છે અને બુદ્ધિ પવિત્રતાથી કેટલી શુદ્ધ છે એ જોવાનુ છે. આ વિચારણા માટે આજનો આ મંગળમય દિવસ આપણા સહુને માટે એક યાદગાર બની રહો એ શુભેચ્છા.

નોધ. મહાવીર જૈન વિદ્યાલય સુવર્ણ મહોત્સના પ્રસંગે યોજાયેલ પ્રવચનમાળામા તારીખ ૨૩-૧-૬૮ના મંગળવારે બિરલા ક્રીડા કેન્દ્રમાં પૂ. મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુ) મહારાજશ્રીએ આપેલ મનનીય પ્રવચનની આ નોધ છે)

# “ પ્રાર્થના અને પુરુષાર્થ ”

**આ** વાત સદા સ્મૃતિમાં રહે કે પુણ્યનો ઉદય એટલે સંપત્તિ નહિ પણ સુબુદ્ધિ, અને પાપનો ઉદય એટલે ગરીબી નહિ, પણ દુર્બુદ્ધિ.

માણસો પુણ્યના ઉદયને જગતમાં મેળવેલી સંપત્તિ ઉપરથી માપી રહ્યા છે. કોની પાસે કેટલી સંપત્તિ છે એનો એ હિસાબ કાઢે છે, અને જેની પાસે વધારે સંપત્તિ હોય એને સંસારમા પુણ્યશાળી ગણવામા આવે છે. પણ સદ્‌બુદ્ધિ હોય અને સપત્તિ ન હોય તો લોકો એમ કહે કે ભણેલો ખરો, મગજ સારું પણ સાવ કડકો છે, તકદીર નથી, ખાલી છે. આમ એને પુણ્યશાળી ગણવામા નથી આવતો.

જેટલા જેટલા તમને સપત્તિવાન પુરુષો દેખાશે એ બધા જ તમને ભાગ્યવાન અને પુણ્યવાન લાગશે. અલબત્ત, પૈસો પુણ્યથી મળે છે પણ પૈસો એ જ પુણ્ય છે એમ નથી. બે વચ્ચે અંતર છે. પૈસો મળે છે એ પુણ્યથી મળે છે એ સાચું પણ પૈસામા જ બધું પુણ્ય આવી ગયું એવું નથી. એ પૈસો કેટલીકવાર તો કલ્પના પણ ન કરી શકો એવા પાપોને લઇ આવે છે.

પૈસો ન કરવાના કજિયા તમારી પાસે કરાવી શકે છે; પૈસો આત્માની નમ્રતાના રાજમાર્ગને બદલે ભયકર એવા અહકારના ડુંગરાઓમા અટવાવી શકે છે, અને પૈસો તમને

સંતપુરુષોના સમાગમમા લઈ જઈને ઉપદેશામૃતનું પાન કરાવવાને બદલે મદિરા, માંસ અને મૈથુનના વિષભર્યા ખાડામાં ફેંકી શકે છે.

તાત્પર્ય કે પુણ્યથી પૈસો મળ્યો પણ પુણ્ય એ પૈસો નથી. અહીં પૈસો જ પાપનું કારણ થઈ ગયો. ગણિતશાસ્ત્રની જેમ જ આ જીવનશાસ્ત્ર છે. લોકો ભ્રમમાં પડયા છે અને આ ભ્રમ ઠેઠ ધર્મસ્થાન સુધી આવી ગયો છે. જ્યાં જરાક પૈસો દેખાશે એટલે ધર્મોપદેશક પણ કહેશે કે તમારા જેવા ભાગ્યવાન કોણ ?

જગત તો ભ્રમમાં છે, માયાએ તો માનવને ભ્રમમા નાખ્યો હતો, જગતના એ ભ્રમ ઉપર સાધુઓએ તે પ્રમાણપત્ર આપ્યું. હવે એ ભ્રમને ઉડાડશે કોણ ? માણસની આ એક પ્રગાઢ નિદ્રા છે એમાથી માણસને પ્રબુદ્ધ કરશે કોણ ?—જગાડનાર જ ઊંઘી જાય તો ! એટલે જ ધીમે ધીમે એ મૂર્છા વધતી જાય છે, પૈસા તરફની દોટ વધતી જાય છે; સંપત્તિની મમતા વધતી જાય છે અને સુબુદ્ધિ તરફ દુર્લક્ષ થતુ જાય છે.

સંપત્તિ આવી, ઠીક છે, ખોટું નથી; એની સામે વિરોધ નથી અને એને વખોડવા જેવી પણ નથી. પણ સંપત્તિની સાથે સુબુદ્ધિ આવી કે નહિ એ મોટી વાત છે.

જ્યારે સંપત્તિ સુબુદ્ધિ સાથે આવે છે ત્યારે જ એ લક્ષ્મી બને છે, જીવનને અજવાળે છે, તમારામાં એક જાતની રાજશ્રી આવે છે એ રાજશ્રી શું છે ?

માણસને જીવનમા રસનુ દર્શન થાય. એને લાગે કે હુ જીવન જીવી રહ્યો છું એના શબ્દોમાં મધુરતા હોય,

મગજમાં નમ્રતા હોય, વિચારોમાં ધર્મ હોય અને આચરણમાં સદાચાર હોય. આ બધીય વસ્તુઓ કોને લીધે આવે છે? સંપત્તિની સાથે સુબુદ્ધિ આવે તો જ એ બધીય વસ્તુ આવે.

મહાભારતનો એક પ્રસંગ છે. પાંડવો અને કૌરવો શ્રીકૃષ્ણની સહાય માગે છે ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ : "જુઓ, એક બાજુ મારી આ બધી સેના અને વિભૂતિમત્તા છે અને બીજી બાજુ હું એકલો છું. એકલો આવુ પણ લડું નહિ. આ બેમાં જે પસંદ કરવું હોય તે કરી લો. કારણકે મારે મન તો તમે બન્ને સરખા છો; તમે બધા ય એક જ બીજનાં ફૂલ છો; મારે મન તમે સમાન છો." કૌરવોએ વિચાર કર્યો: "ઓહોહો! કેટલો મોટો વૈભવ છે, કેટલી મોટી શ્રીકૃષ્ણની સંપત્તિ અને સેના છે! આ બધું આપણને મળતુ હોય તો આ એક ખાલી કૃષ્ણનુ આપણે શુ કામ છે." કૌરવોએ કહ્યુ : "અમને તમારી બધી વસ્તુઓ–હાથી, ઘોડા, સૈન્ય આપજો." કૃષ્ણ કહે "કબૂલ છે."

જ્યારે બીજી બાજૂ ધર્મરાજાએ કહ્યું : "અમારે કાંઇ ન જોઇએ. અમારે તમે જોઈએ, બીજુ કાઇ નહિ જોઈએ. એક જો તમે હશો તો શૂન્યમાથી સર્જન થશે અને જો તમે નહિ હો તો આખું સર્જન શૂન્ય થઇ જશે."

આ માગણીમાં જીવનનુ દર્શન છે. આ રૂપક છે. રૂપકની ભાષા સમજવી પડશે. કૃષ્ણ એટલે શુ? અને એનું સૈન્ય એટલે શું? એનું રાજ્ય ને સૈન્ય એટલે સંપત્તિ, અને કૃષ્ણ એટલે સુબુદ્ધિ.

જીવનના રથને દોરનારો સારથિ જો સુબુદ્ધિ નહિ હોય તો સમજી લેજો કે આ જીવનરથ ક્યાય અથડાઇ પડવાનો.

સમરાંગણમાં અર્જુન જો સફળતા મેળવી શક્યા હોય તો એની બાણાવલિ તરીકેની કુશળતાને લીધે કે એના ગાંડીવના પરાક્રમને લીધે નહિ પણ એક સુકુશળ સારથિને લીધે.

જેની પાસે સદ્‌બુદ્ધિ છે એને કોઈ જ મારી નહિ શકે. તમે અરણ્યમાં જાઓ, અજાણ્યા પ્રદેશમા જાઓ, કોઈના ય સથવારા વિના એકલા જાઓ પણ તમારી સાથે જો સુબુદ્ધિ હોય તો તમને સફળતા મળ્યા વિના રહેવાની જ નથી. પણ જેની પાસે સુબુદ્ધિ નથી પણ માત્ર સંપત્તિ જ છે એની સંપત્તિ લોકો ઝૂંટવી શકે છે, રાજાઓ એને દંડ દઈ શકે છે અને સરકાર એની ઉપર તપાસણી કરી શકે છે. શા માટે ? સંપત્તિ છે પણ સુબુદ્ધિ નથી માટે.

જીવનસંગ્રામમાં જેના જીવનરથનો સારથિ શ્રીકૃષ્ણરૂપ સુબુદ્ધિ છે એ આત્મારૂપ અર્જુનને વિજય મળ્યા વિના રહે ખરો ?

આ સુબુદ્ધિ જેની પાસે હોય એ જ માણસ પુણ્યવાન છે, ભાગ્યવાન છે અને એ સુબુદ્ધિના જોરે સંસારની સંપત્તિને પોતાની પાસે એ બોલાવી શકે છે. અને ન બોલાવે તો જગતની સંપત્તિના સ્વામીઓને પોતાને ચરણે ઝુકાવી શકે છે.

એક સુબુદ્ધિમાન રાજા હતો એને ત્યાં સંપત્તિવાન રાજા મહેમાન થયો. આ ધનાઢ્ય રાજાનો વૈભવ અને વિસ્તાર બહુ મોટો હતો. ધનાઢ્ય રાજાએ આ રાજાને ત્યાં ખૂબ મહેમાનગીરી માણી. આ રાજાનો મહેલ સાદો હતો, અને સાદી એની જીવનચર્યા હતી. પેલા સંપત્તિવાન રાજાએ આ સુબુદ્ધિવાન રાજાને એક પ્રશ્ન પૂછ્યો: "તમે રાજ્ય ચલાવો છો કે સદાવ્રતખાતું ?" રાજાએ પૂછ્યું: "કેમ ?

હું રાજ્ય જ ચલાવું છું." પેલો કહે: "મને તો લાગે છે કે તમે સદાવ્રત ખાતુ ચલાવો છો! લોકો પાસે મહેસૂલ લો નહિ, કર વસૂલ કરાવો નહિ અને ઉપરથી જે છે એમાંથી પણ લોકોને આપી દો, ગરીબોને વહેંચી નાખો અને તમારા રાજ્યભંડારને ખાલી રાખો તો રાજ્ય કેમ ચાલશે? તમારી પાસે હીરા નહિ, ઝવેરાત નહિ, નીલમ નહિ, પન્ના નહિ, કાંઈ જ નહિ તમારો ભંડારી પણ કેવો સાદો છે? મારા ભંડારની વાત જવા દો પણ મારા શરીર ઉપરનું ઝવેરાત પણ એક કરોડ રૂપિયાનુ થાય. મારા રાજ્યભંડારને તમારા ભંડાર સાથે સરખાવું છું ત્યારે મને લાગે છે કે મારુ રાજ્ય છે, જ્યારે તમારુ સદાવ્રતખાતું છે. મેં તમારે ત્યા અન્ન ખાતું છે એટલે મને થાય છે કે રાજ્ય કેમ ચલાવવું એની રીત શીખવતો જાઉં." સુબુદ્ધિમાન રાજાએ પૂછ્યુ: "કેવી રીતે?" એટલે એણે પ્રજાને કેવી રીતે નીચોવવી. પ્રજા પાસેથી વધારેમા વધારે કેમ લેવુ છતાં પ્રજા પ્રત્યે કેમ દુર્લક્ષ કરવુ અને રાજ્યભંડારને કેમ સમૃદ્ધ બનાવવો એ બધીય વર્તમાન રીત એણે બતાવી દીધી.

એનું આ કહેવું સાંભળી સુબુદ્ધિવાન રાજાએ કહ્યુ: "તમે તમારી રીત બતાવી. તમે કહો તો હુ મારી રીત બતાવું." "હા બતાવો."

"હું તમને પૂછુ કે તમારા રાજ્યની સંપત્તિ કેટલી છે એ કહો." એ રાજાએ પોતાને જે આછો આછો ખ્યાલ હતો તે આપ્યો. આટલા હીરા, આટલા પન્ના એમ કરીને જેટલા અબજ રૂપિયા થતા હતા એ બધા ય ગણાવીને કહ્યું કે મારી રાજ્ય સંપત્તિ આટલા અબજ રૂપિયાની થાય છે.

સુબુદ્ધિવાન રાજા કહે : "તમારી પાસે આટલા અબજ રૂપિયા છે, હવે મારી પાસે શું છે તે બતાવું."

એણે તરત ગામમાં ઢંઢેરો પિટાવ્યો. "હું મુશ્કેલીમાં છું, મારે બીજા રાજાને આટલા અબજ રૂપિયા આપવાના છે, રાજાના રક્ષણનો આ પ્રશ્ન છે. માટે પોતાની શક્તિ હોય એ પ્રમાણે પ્રજા પ્રેમથી પોતાનો ફાળો રાજ્યભંડારમાં નોંધાવી જાય." ત્રણ દિવસમાં તો પ્રજાએ ધન, રત્નો, હીરા, પન્ના, બધું ય લાવી રાજ્યભંડારમાં મોટો ઢગલો કર્યો.

સુબુદ્ધિવાન રાજાએ સંપત્તિવાન રાજાને કહ્યું : "હવે જરા ગણી જુઓ, તમારી સંપત્તિને મારી આ સંપત્તિ સાથે સરખાવી જુઓ" આ સંપત્તિના રાશિના ઢગલા આગળ પેલાની સંપત્તિ વામણી લાગતી હતી. "રાજ્ય ચલાવતાં તમને આવડે છે કે મને? તમે ભેગું કરીને એની રક્ષા માટે ચોકિયાત રાખો છો, પોલીસ રાખો છો, બીજા રાજાઓને શત્રુ બનાવો છો અને સંગ્રહ કરીને બીજા રાજાઓના મનમાં તમારા પ્રત્યે ઈર્ષા જગાડો છો અહીં એટલા ચોકિયાત પણ નહિ અને ઈર્ષા પણ નહિ. ઉપરથી તમારા જેવા પણ એમ કહે છે કે સદાવ્રત ખાતું ચલાવે છે. મારો ભંડાર મારે ત્યાં નહિ, પ્રજાને ત્યાં છે. મારો રાજ્યભંડાર સંપત્તિ નહિ, સુબુદ્ધિ છે"

આ બે વચ્ચેનું અંતર તમને ખ્યાલમાં આવ્યું ? સુબુદ્ધિ અને સંપત્તિ. એકની પાસે સુબુદ્ધિ હતી એટલે એ પ્રસન્ન અને સંતોષી હતો, બીજાની પાસે સંપત્તિ હતી એટલે એ સદા પ્રજાને લૂંટવાના વિચારમાં બળ્યા કરતો હતો.

તમારે ત્યાં કોઈ ઘરાક આવે ત્યારે તમને એમ વિચાર આવે ને કે આજે આને બરાબર "શીશામાં ઉતારું" આ

બહુ સારો શબ્દ છે! અને પછી ઘરાકને બરાબર 'શીશામાં ઉતારી'ને તમે રાજી થતા કહેશો: ઘરાકને કેવો બનાવ્યો, કેવી રીતે લૂંટ્યો.

શીશામાં ઉતારનાર પોતે પણ ક્યાંક ઊતરી રહ્યો છે એ ભૂલી જવાય છે. તું કોઈકને ઉતારે છે, તને કો'ક ઉતારે છે.

દુર્બુદ્ધિ એ સહુથી ખરાબમા ખરાબ વસ્તુ છે. ઘરાકની સાથે વ્યાપાર કરવો હોય તો એમ નહિ ઇચ્છો કે આજ આ બરાબર હાથમાં આવ્યો છે, હું લૂંટી લઉં, મારું ઘર ભરી લઉં. એ તમારી કુબુદ્ધિ તમને સુખે નહિ જીવવા દે.

જો બની શકે તો સરસ વિચાર કરો. "જેમ હુ પેટ લઈને બેઠો છું એમ એને પણ પેટ છે. હુ જેમ સુખી થવા માગું છું એમ ગ્રાહક પણ સુખી થવા અહીં આવ્યો છે. હુ આની સાથે એવો વ્યાપાર કરુ કે જેમાથી મને પણ બે પૈસા મળે અને આ લઇ જનાર માણસ પણ સુખી થાય." ઘરાકનું સારું નહિ ઇચ્છો ત્યા સુધી વ્યાપારીનું સારું નહિ થાય. વ્યાપાર એ ત્રાજવુ છે એક બાજુનુ પલ્લુ ઘરાક છે, બીજી બાજુનું પલ્લુ વેચનાર છે વેચનાર અને લેનાર બ નેના પલ્લાં સરખાં રહે તો જ એ ત્રાજવુ પ્રમાણિક ગણાય.

ધરતીકપ એ બીજુ કાઇ નથી, માણુસના જીવનના પડઘાઓ છે માણુસને આઘાત આપે છે, ધડકાવે છે, ગભગાવે છે. સદ્બુદ્ધિના અસ્તિત્વનો ખ્યાલ આપે છે. કહે છે કે તુ એમ માનીશ નહિ કે બધુ વિજ્ઞાન ઉપર જ ચાલે છે અનિયંત્રિતને નિયત્રિત કરનારું તત્ત્વ વિશ્વમા પ્રચ્છન્ન છતા જીવત છે, જે અનુશાસન કરી શકે છે. તમે જોશો કે વિજ્ઞાન બધે પહોંચી શક્યું પણ ધરતીકપ ક્યારે થવાનો છે એ કહેવાની વિજ્ઞાનની ય શક્તિ નથી.

આ બિચારા જોષીઓની તો વાત જ જવા દો. એ તો ગોરખધંધા જ કરતા હોય છે. એ બધા તકસાધુઓ છે. બનાવ બની ગયા પછી બૉમ્બગોળા છોડનાર અને કહેનારા ગમે એટલા હોય પણ ધરતીકંપ પહેલાં કોઈએ આવીને કોઈ છાપાના તંત્રીને કે ખબરપત્રીને નહોતું કહ્યું કે તમે ચાર વાગે બધાને ચેતવી દેજો.

આ પ્રકૃતિનો નિયમ છે. એનો અર્થ એ નથી કે પ્રકૃતિ આપણાથી વિરુદ્ધમા છે, આપણે પ્રકૃતિથી વિરુદ્ધમાં છીએ. પ્રકૃતિ તો આપણા સંવાદમાં છે. માણસો પ્રકૃતિને પડકાર કરે છે એટલે પ્રકૃતિ પોતાની શક્તિનો આવિષ્કાર એવા કોઈ બનાવો દ્વારા કરે છે.

માણસે માત્ર સંપત્તિ માટે નહિ પણ સુબુદ્ધિ માટે સાધના કરવાની છે. કદી એ વિચાર આવે છે કે મારી પાસે સંપત્તિ તો આવી પણ સુબુદ્ધિ છે?

સુબુદ્ધિ ન હોય તો સંપત્તિ આશીર્વાદ બનવાને બદલે અભિશાપ બની જાય છે; સુખ બનવાને બદલે એક ચિંતા બની જાય છે; પ્રભુતા બનવાને બદલે પશુતા થઈ જાય છે, માણુસ શેઠિયાને બદલે વેઠિયો બની જાય છે

પૈસો તમને આરામથી ધર્મ ન કરવા દે, સદ્‌ગુરુઓનાં વચનામૃત સાંભળવા ન દે, પ્રાર્થના માટે સમય ન કાઢવા દે અને સુખશાંતિથી બેસવા ન દે ત્યારે તમારે વિચારવું જોઈએ કે પૈસાએ તમને સ્વામી બનાવ્યા કે દાસ? ધનથી જો દાસપણું આવતું હોય તો એ લક્ષ્મીપતિ નહી પણ લક્ષ્મીદાસ છે!

એક લક્ષ્મીપતિ છે, બીજો લક્ષ્મીદાસ છે. લક્ષ્મીપતિ

કોણ? જે સંપત્તિને દાસ બનાવે. કોના દ્વારા? સુબુદ્ધિ દ્વારા. પણ જે લક્ષ્મીદાસ છે એ બુદ્ધિ ગુમાવી દે છે અને જીવનભર લક્ષ્મીનો નોકર થઇને માત્ર આરતી જ ઉતાર્યાં કરે છે. એની સારી ય જિંદગી સંચયમાં પૂરી થાય છે. તેમ છતાં લક્ષ્મીને જવું હોય ત્યારે એ આરતી ઉતારનારને પૂછતી પણ નથી કે હું જાઉં?

પુણ્યનો ઉદય એ સંપત્તિ નહિ પણ સુબુદ્ધિ છે. જેની પાસે સુબુદ્ધિ છે એની સંપત્તિ ધન્ય છે.

ધર્મ સંપત્તિનો વિરોધી નથી. સંપત્તિ પુણ્યનો એક અંકુર જરૂર છે, પણ એ પૂર્ણ નથી. સંપત્તિને લોકોએ સત્કારી છે પણ સંપત્તિ અલંકૃત કોનાથી બને છે? સુબુદ્ધિથી. સુબુદ્ધિ હોય તો જ સંપત્તિ અલંકૃત બને છે.

સંપત્તિથી પ્રસિદ્ધિ કે સમૃદ્ધિ આવે પણ શાંતિ તો સુબુદ્ધિ હોય તો જ આવે.

આપણને એક બહુ મોટું બિરુદ મળેલ છે, "માનવ." માનવ થવું એ કાંઈ સામાન્ય વાત નથી. બધા જ વિશેષણો એની આગળ વામણા છે. માનવ બનવા માટે સુબુદ્ધિ અનિવાર્ય છે. આ હોય તો જ વિચાર આવે કે હું કોણ છુ અને કયાં છું

મિત્ર હોય કે શત્રુ પણ એના માટે માનવના વિચાર તો મંગળમય જ હોય.

અમંગળ વિચારો આપણા મંગળ વિચારોને ધૂંધળા કરી નાખે છે. બીજા માટેના અમંગળ વિચારો આપણા જ વિચારોને ધૂંધળા કરે છે. અમંગળ વિચાર કયાં આવે છે?

આપણા મગજમાં આવે છે આપણા મગજના સુવર્ણપાત્રમાં આ ગંદી અમંગળ વસ્તુ શા માટે આવવા દેવી ?

તમારી પાસે માટીનું કોઈ પાત્ર હોય અને તમારા હાથમાંથી સરીને એ ગટરમાં ચાલ્યું જાય તો એમાં ગટરની ગંદકી આવ્યા વિના રહે ? કદાચ ગંદકીને તમે કાઢી નાખો પણ એના અંશો તો રહી જ જાય છે. એને સાબુથી, ગરમ પાણીથી ધૂઓ પણ એકવાર ગટરમાં ગયેલું પાત્ર જલદી શુદ્ધ કેમ થાય ?

એવી જ રીતે આપણા મગજમાં ગંદા વિચારો આવી ગયા પછી એટલીવાર તો મગજનું પાત્ર ખરાબ અને ગંદુ થઈ જ જાય ને ?

એટલા માટે સારી વસ્તુ એ છે કે સુંદર વિચારો જે કોઇ તમારી સામે આવે ત્યારે એક જ વિચાર કરો : "આનું ભલું થાઓ, મારાથી જો જોઈ શકાય એમ હોય તો એનામાં હું સારું જોઉં અને ન જોઈ શકાય તો ખરાબ જોવાની મારે જરૂર નથી."

સુબુદ્ધિવાન માણસ વિચાર કરતો કરતો ધીરે ધીરે પોતાની અંદરની દુનિયાને પોતે સમૃદ્ધ બનાવતો જાય છે પણ જો એ ખરાબ વિચાર કરતો થાય તો ધીરે ધીરે એનું અંતર એવું મલિન થાય કે પછી બધે એને અમંગળનું જ દર્શન થાય છે.

જગતમાં આજે સંપત્તિ વધતી જાય છે, સુબુદ્ધિ ઘટતી જાય છે. સુબુદ્ધિને વધારવી હોય તો શું કરવું જોઈએ ? પ્રાર્થના. ભગવાનને કાગળ લખવો હોય તો શાહી કે કાગળથી નહિ; એક પ્રાર્થના પૂરતી છે, તમારો અવાજ ત્યાં પહોંચી જાય છે.

પ્રાર્થના એ શબ્દ નથી પણ હૃદયનો પોકાર છે. તમારુ હૃદય પોકારે છે. "તારા અને મારા વચ્ચે કેવું અંતર પડી ગયું છે! તુ સુબુદ્ધિનો ભંડાર છે અને અહીં કુબુદ્ધિ સિવાય બીજુ કાંઇ છે જ નહિ."

બાળક જેમ માને પોકારે છે એમ હૃદય પોકારે છે: "કાં તો તું મને નજીક બોલાવી લે અગર તો દૂર ગહુ ત્યાં સુધી તુ મને તારી હુંફ આપ."

પ્રાર્થના એ માણસને માટે એક અનિવાર્ય અંગ છે. માણસ જયારે પ્રાર્થનામા બેસે છે ત્યારે અંતરનુ અવલોકન કરે છે: "મારી પાસે સંપત્તિ છે કે સુબુદ્ધિ? સંપત્તિ વધી કે સુબુદ્ધિ?"

એક જમાનામા લાખ રૂપિયાવાળો લખેશરી કહેવાતો એનુ માન પણ કેટલુ! આજે લાખ તો ઠીક કરોડાધિપતિને પણ એટલી પ્રતિષ્ઠા નથી મળતી સમૃદ્ધિ વધી છે, કલ્પના ન કરીએ એટલો પૈસો વધ્યો છે પણ એ સંપત્તિ વધવાની સાથે સુબુદ્ધિ વધી છે કે નહિ એનો માપદંડ એ આપણી પ્રાર્થનાઓ છે

ભગવાન અને આપણી વચ્ચે એકતાનુ દર્શન થાય છે ત્યારે આપણે ભગવાનની પાસે ને પાસે આવતા જઇએ છીએ, અને જેમ જેમ એની પાસે આવીએ તેમ તેમ કુબુદ્ધિ ઘટતી જાય છે અને સુબુદ્ધિ વધતી જાય છે

ભગવાનની કૃપા એ શું છે? આપણામા સદ્બુદ્ધિ આવે ત્યારે સમજી લેવુ કે હવે ભગવાનની પાનુ અવતરણ આપણામાં થઇ રહ્યુ છે પણ સુબુદ્ધિ ન આવે અને એકલી જ સંપત્તિ આવે તો એમ કહેવુ નહિ કે મારા ઉપર ભગવાનના

ચાર હાથ છે! ભગવાનના ચાર હાથ હોત તો સુબુદ્ધિ એટલી જ હોત, જેટલી સંપત્તિ.

સુબુદ્ધિ વિનાની સંપત્તિથી માણસને કેટલુ નુકસાન થાય છે તેની મીમાંસા એક વિદ્વાને સરસ રીતે કરી છે. સંપત્તિ એકલી કદી નથી રહેતી, કાં તો એ સુબુદ્ધિ સાથે રહે, અને એ ન મળે તો કુબુદ્ધિને બોલાવી લે છે. કુબુદ્ધિનાં સંતાન ચાર છે. કામ, મદિરા, જુગાર અને જુલમ. કામથી પરદારામાં રત રહે, મદિરાથી વિવેકહીન બને, જુગારથી અનેક અનર્થો સેવે અને જુલમી પૈસાને જોરે અનેક નરનારીઓને ત્રાસ આપે, આ ચારે દુર્ગુણોને કારણે આવેલી કુટેવો જીવનમા ઘર કરી જાય છે. આખરે સપત્તિ તો ચાલી જાય છે પણ આવા માણુસના જીવનમા અતે દુર્ગુણો જ શેષ રૂપે રહે છે. કદાચ આ જન્મમા સપત્તિ ન પણ જાય તો પણ પરલોક તો બગડી જ જાય છે, જેનું પરિણામ માણુસને પોતાને જ ભોગવવું પડે છે.

સપત્તિ વધારેમાં વધારે આવે તો સ્મશાન સુધી આવે, જ્યારે માણુસે એનાથી મેળવેલા સુસસ્કાર અગર કુસસ્કાર જીવ જ્યાં જયાં જાય, ત્યાં ત્યાં આ લોક કે પરલોકમા, સાથે જ ચાલ્યા આવતા હોય છે

એક સંસ્કારી વ્યક્તિએ પ્રાર્થના કરતાં કહ્યું: "ભગવાન! મને ધન આપે તો આપજે, ન આપે તો કાઇ નહિ, પણ મને સુબુદ્ધિથી વચિત ન રાખીશ."

જેના પાસે બુસુદ્ધિ હોય અને છતાં એ દુઃખી હોય એવો એક માણુસ તમે મને બતાવો.

ઘણીવાર ઘણા કહે છે કે ધર્મી માણુસો બહુ દુખી

હોય છે. હું તમને ખાતરીથી કહું છું કે ધર્મી કોઈ દિવસ દુઃખી હોઈ શકે જ નહિ ! ધર્મી જો દુઃખી હોય તો ધર્મ દુનિયામાં જીવતો નથી એમ માનજો.

ધર્મ એ બહારનો દેખાવ કે બાહ્ય ચિહ્નો નથી, પણ અંદરની અભીપ્સા છે. અંતરની પ્યાસ એ ધર્મ છે.

જેમ પથ્થરમાથી પ્રતિમા બનાવવાની અભીપ્સા શિલ્પીને હોય છે એમ આત્મામાથી પરમાત્મા બનાવવાની અભીપ્સા ધર્મીમા હોય છે. શિલ્પી રાતદિવસ ખરબચડા પથ્થરને ઘડીઘડીને, ટાંકણાં મારીમારીને, એમાથી આકાર કોતરતો કોતરતો એને સુંદર પ્રતિમામા ફેરવી નાખે છે, જેના સુડોળ આંખ, મોઢુ અને સમગ્ર આકૃતિનું દર્શન કરતાં આપણું હૃદય આહ્લાદથી છલકાઈ જાય છે! હતો પથ્થર પણ બની પ્રતિમા; કારણકે, એમાં શિલ્પીની અભીપ્સા પ્રગટી.

એમ જ કોઇ ધર્મી માણસને થાય કે હુ આત્માને પરમાત્મા બનાવું, જીવને શિવ બનાવું, કંકરને શંકર બનાવું, તો એ જંપે ? એની આ અભીપ્સા એને વિલાસ અને વસ્તુઓની ભૂખમાથી મુક્ત કરાવી વિરાટ તરફ લઇ જાય ત્યારે જ એ જંપે.

ધર્મીમા ચાર લક્ષણોનું દર્શન થાય છે એ પ્રમાદી હોય નહિ, એ પ્રાર્થના કદી છોડે નહિ, પુરુષાર્થ એના પ્રાણ હોય અને પ્રામાણિકતાને એ વળગી રહેતો હોય. આ ચાર લક્ષણોવાળો માણસ દુનિયામાં દુઃખી બન્યો હોય એવું કદી બન્યુ નથી.

હું હમણાં જ અમેરિકાના પ્રેસિડન્ટ હર્બર્ટ હૂવરનું જીવન વાંચતો હતો તેમાં તેના જીવનનો એક પ્રસગ આવે છે. યુનિવર્સિટીમાંથી ભણીને કોઈ તરત પ્રેસિડન્ટ થતો નથી. હર્બર્ટ ઈજનેર થઈને આવ્યો અને એક છાપામા વાંચ્યું કે અમુક કંપનીમા ઇજનેરની જગ્યા ખાલી છે. એ તરત ત્યાં પહોંચી ગયો, મેનેજરને મળ્યો, નમન કરી કહ્યુ કે, હમણાં જ યુનિવર્સિટીમાથી ઉત્તીર્ણ થયો છું મારે નોકરીની જરૂર છે. મેનેજરે કહ્યુ કે, જગ્યા ખાલી છે પણ તે ઇજનેરની નહિ, ટાઇપિસ્ટની. હર્બર્ટે વિચાર કર્યો: 'જગ્યા ખાલી હોય તો ભરવી ' ટાઇપિસ્ટ અને ઇજનેરના સ્થાનમાં કેટલુ અતર છે? પણ એણે વિચાર્યું કે ખાલી બેસી રહેવું, ઉદ્યમ વગરના થઈ જીવવું, એના કરતાં કાઈક કામ કરવુ જોઈએ એણે કહ્યુ. સાહેબ! ટાઇપિસ્ટ તરીકે પણ કામ કરવા હું તૈયાર છું." મેનેજરે કહ્યુ · "ત્રણ દિવસ પછી આવજો " ત્રીજે દિવસે ઓફિસમાં એ હાજર થયો અને કામ પર ચઢી ગયો.

એક દિવસ મેનેજર આંટો મારતો મારતો આ બાજુ આવ્યો, જોયુ તો હર્બર્ટ બરાબર કામ કરી રહ્યો હતો એની આગળીઓ જાણે રમી રહી હતી મેનેજર એક મિનિટ ઊભો રહ્યો અને પેલા યુવકને પૂછ્યું: "તમે ઇજનેર છો કે ટાઈપિસ્ટ? તમારી આગળીઓ તો કેવી સરસ ચાલે છે, જાણે વર્ષોથી તમે આ કામ કરતા હો " હર્બર્ટે કહ્યુ: "સાહેબ, જે દિવસે હુ આપને મળ્યો ત્યારે ગુરુવાર હતો. આપની પાસેથી જઈને ભાડાનુ ટાઇપરાઇટર લઈને મે ચાર દિવસ, રાતદિવસ એના પર જ મહેનત કરી. પ્રાર્થના કરતો ગયો અને પુરુષાર્થ ચાલુ રાખ્યો "

માણસ પુરુષાર્થ કરે નહિ અને એકલી પ્રાર્થના જ કરે જાય એથી કંઇ સિદ્ધિ ન મળે. કોઈ ગાંઠ પડી હોય અને એને એક આગળીથી ખોલવા જાઓ તો ખુલે ? રેશમની મજબૂત ગાંઠ ખોલવા માટે બે આંગળી જોઈએ જ.

એમ જીવનની ગાંઠોને ઉકેલવા માટે પુરુષાર્થ પણ જોઇએ અને પ્રાર્થના પણ જોઈએ એકલી પ્રાર્થનાની આંગળી કામ નહિ લાગે. પુરુષાર્થ વિનાની પ્રાર્થના વંધ્ય છે.

જ્યા જ્યાં પણ તમે પ્રાર્થનાનુ ફળ જોયું હશે ત્યા ત્યા એના પહેલા પુરુષાર્થનું બળ હોવું જ જોઇએ. હા, કેટલાક પ્રસગોમા જોવા મળે છે કે ખૂબ પુરુષાર્થ કરવા છતા સફળતા ન મળે ત્યારે પ્રાર્થનાનો આર્તનાદ એમનો સહાયક બન્યો છે. પણ એ સહાય મળતા પહેલા પુરુષાર્થ તો હોવો જ જોઇએ.

આજે જીવનમા આ બે અગ સાવ છૂટાં પડી ગયા છે.

એક વર્ગ એવો છે જે પ્રાર્થનામાં માનતો નથી. ચોવીસે કલાક ગદ્ધાવૈતરું કર્યા કરે. એ પુરુષાર્થી છે.

બીજો વર્ગ એવો છે જે મહેનત જરાય ન કરે અને કહે કે, મારી પ્રાર્થના ચાલુ છે ને ?

હું તો જોઉં છું કે આ બધા લકવાના દરદીઓ છે. કો'કને ડાબો છે તો કો'કને જમણો, પણ આ છે લકવો. જ્યા સુધી માણસ આ બન્ને અંગોમાં–પુરુષાર્થ અને પ્રાર્થનામાં–સમર્થ નહિ બને ત્યા સુધી એને જીવનમાં સફળતા નહિ જ મળે.

જીવનનું આ એક સૂત્ર છે. જેણે જેણે જીવનમાં સફળતા

મેળવી છે એમણે બન્ને અંગોને બરાબર વાપર્યાં છે. એ વીરો પ્રાર્થના કરતા રહ્યા અને પુરુષાર્થમા મડી રહ્યા એના જ પરિણામે એ ઇચ્છિત સ્થાને પહોંચી ગયા

હર્બર્ટે સપૂર્ણ શ્રદ્ધા સાથે એટલી મહેનત કરી કે ચાર જ દિવસમા પેલા મેનેજરના મનમા એ વસી ગયો એને થાબડીને એણે કહ્યુ · "દુનિયામા એવુ કયું સ્થાન છે જે તારા જેવો તેજસ્વી વિદ્યાર્થી ન મેળવી શકે ?" પણ એને એ વખતે ખબર નહિ કે આ માણસ અમેરિકાનો પ્રમુખ થવાનો છે કામ ગમે તે કરો પણ એ કામની અંદર સચ્ચાઇ છે કે નહિ એ જ તારનારી વાત છે.

સચ્ચાઇ એ બહુ મોટી વાત છે. ભગવાનની પૂજા કરતો હોય પણ સચ્ચાઈ ન હોય તો પૂજા જેવુ ઉત્તમ કામ પણ નકામું બની જાય છે. દિવાળી કલ્પમાં સાંભળ્યુ તો હશે ને ? કેટલા સાધુઓ, કેટલા આચાર્યો નરકે જવાના ? આકડાઓ સાંભળતાં પણ થરથરાટ થાય.

આચાર્યો નરકમાં કેમ જાય એ પ્રશ્ન છે ! કારણકે, જે વ્યવસાય એ કરે છે એ વ્યવસાયની સાથે વફાદારી ન હોય તો એ આચાર્યને પણ નરકમા જવું પડે છે.

તમે ગમે તે ધંધો કરતા હો, પણ એની સામે તમારી નિષ્ઠા એ બહુ મોટી વાત છે. ભલે તમે દુકાને બેઠા હો અને કાપડ ફાડતા હો એમાં પણ તમારી નીતિ હોય ! "હુ પ્રામાણિકતાથી આપીશ, ગ્રાહકની સાથે સારો વ્યવહાર કરીશ" વ્યાપારીનો ધર્મ પ્રામાણિકતા છે.

એક ભરવાડણ બાઈ શેઠને ઘી આપી ગઈ. શેઠે ઘી તો લઈ લીધું પણ શેઠને જરા શકા પડી. એણે સાંજે ઘી

તોળ્યુ તો પોણો શેર જ નીકળ્યું. બીજે દહાડે પેલી બાઈ જયારે ઘી વેચવા નીકળી ત્યારે શેઠે કહ્યુ. "તું કેવી અપ્રામાણિક છે! તારા ઉપર મે વિશ્વાસ રાખ્યો. મેં માન્યું કે ગામડાના લોકો જુઠું નહિ બોલે, અનીતિ નહિ કરે; અને તુ તો શેર ઘીને બદલે પોણો શેર આપીને ગઇ."

પેલી બાઇ આશ્ચર્યપૂર્વક પૂછવા લાગી: "હુ અપ્રામાણિક? મારા માથે ઈશ્વર છે એ શેર જ ઘી છે અને હુ કોઇ દહાડો જુઠું નથી બોલતી" શેઠ કહે· "લાવ ત્યારે તોળીએ. કયા શેરથી તેં આ ઘી તોળ્યુ હતું એ તુ મને કહે." બાઇએ કહ્યુ: "મારી પાસે શેર ક્યાંથી હોય? ગઇકાલે તમારે ત્યાંથી એક શેર સાકર લઇ ગયેલી અને એ વખતે મારે આ ઘી તોળવાનુ હતું એટલે એક બાજુ ઘી મૂક્યું અને બીજી બાજુ તમારી સાકર મૂકી. તમે આપેલી શેર સાકરથી મેં આ ઘી તોળ્યું છે. હું બીજું કાંઈ જાણતી નથી! મારી પાસે શેર અને કાટલાં છે જ નહિ કાટલુ તમારી સાકર." શેઠને ખ્યાલ આવી ગયો: "ઓહ! મારી સાકરના બદલામાં જ આ ઘી આવેલુ છે"

આ જગતમાં અપ્રામાણિકતા કેમ ફેલાય છે અને ભેળ-સેળ થઇને તમારે ત્યાં કેવી રીતે આવે છે તે આ વાતમાં જોવાનું છે. આ અપ્રામાણિકતા કો'કને દૂધના રૂપમાં આવતી હોય, કો'કને ખાડના રૂપમાં આવતી હોય તો કો'કને લોટના રૂપમાં આવતી હોય. જીવનના વિવિધ ક્ષેત્રમાં એ જુદી જુદી રીતે આવે છે. પણ ધ્યાનમાં રાખવાનું છે કે ખાંડમા ગયેલી અપ્રામાણિકતા ઘીના રૂપમાં ફરીને પાછી આવી જાય છે. એના forms—આકાર જુદા છે, પ્રવાહ એક છે. એ પ્રવાહને પિછાનવો એ જ જીવનનું રહસ્ય છે.

લોકો આ રહસ્યને જોતા નથી. તમે ગમે તે વ્યવસાય કરો; પછી એ પૂજાનો હોય કે પટાવાળાનો પણ તમારા વ્યવસાયની સાથે તમારી નિષ્ઠા એ બહુ મહત્ત્વની વાત છે.

વણકરનો ધંધો કરવા છતાં કબીરને એમ નથી લાગ્યુ કે હુ વણકર છું એટલે હલકો છું. એ તો તાણા અને વાણાની સાથે જીવનને સરખાવતા જ ગયા, વણતા જ ગયા અને ભગવાનનુ ભજન કરતા જ ગયા.

પોતાના વ્યવસાયને હલકો નહિ ગણતા વ્યવસાયમાં આવતી વચનાને હલકી ગણો.

આ તત્ત્વ ધ્યાનમાં રાખીને માણસ જીવનની ચર્ચા કરે તો એના પુરુષાર્થ અને પ્રાર્થના એ બેની અદર સંવાદિતા આવી જાય.

સવારના ઊઠીને પ્રાર્થના કરવાની. કઇ પ્રાર્થના ? પ્રાર્થનામા એ કે બુદ્ધિ સુબુદ્ધિ બનો. જે જે વસ્તુ મારી સામે આવે એના ઉપર હું સુબુદ્ધિનો પ્રકાશ ધરું અને સુબુદ્ધિના પ્રકાશમાં જ વસ્તુને ગ્રહણ કરુ.

પ્રાર્થના એ સવારનો નાસ્તો છે, અને રાતના સૂતા પહેલાં લેવા લાયક દૂધનો પ્યાલો છે.

ઘણા મોટા ઘરોમાં છોકરાને ઉઠાડીને કહેવાતું હોય છે કે, બાબા, દૂધ પી લે બેટા. રાતના દસ વાગ્યા હોય તો પણ સૂવા જતાં પહેલાં પૂછો : “તેં દૂધ પીધુ કે ?”

પ્રાર્થના આવો જ કોઈક પ્યાલો છે. માણસ સવારના સુંદર વિચારો અને દૃઢ સકલ્પો સાથે ઊઠે અને રાતના

સૂવા જાય ત્યારે આખા દિવસમાં જેને જેને મળ્યો એ બધાની સાથે કેવો વ્યવહાર હતો, કોને માટે ખરાબ બોલ્યો, કોને માટે ભૂંડું બોલ્યો, કોને માટે અતિશયોક્તિ કરી એની આલોચના કરી, ફરી એવુ ન કરવાના વિચાર સાથે પોઢે.

આજે સમાજમાં ખોટી અફવાઓ, અને નકામી નિંદાઓ, ન બનેલી વાતમાં અને બનતા બનાવોમાં સાચીખોટી સંમતિ અને ગંદી વાતો આ બધું કેમ બને છે? કારણ કે પ્રાર્થનામાં આલોચનાનો અભાવ છે.

મને લાગે છે કે લોકો પાસે પ્રાર્થનાના શબ્દો ઘણા છે, ભાવ થોડો છે શબ્દ વધે અને ભાવ ઘટે તો એમાથી મળે કાઇ નહિ. બહુ શબ્દો નહિ, બહુ લાંબા લાંબાં સ્તોત્રો નહિ, થોડું, પણ સમજવાનું હો.

એક ભાઈ મને કહેતા હતા કે હુ સવારના ઊઠીને ગીતાના પાંચ અધ્યાય વાંચી જાઉં છું. મને થયું, "ભલા માણસ, આટલા બધા અધ્યાય વાચ્યા છતાં શાતિ નહિ." એ અધ્યાય વાચે, યંત્રની જેમ એટલી ઝડપથી એ દોડ્યો જાય કે અર્થની વિચારણા કરવા તો ઠીક, પણ શ્વાસ લેવા પણ ઊભો ન રહે.

પ્રાર્થના એ માત્ર શબ્દો નથી, ભાવ છે. જેમ જેમ તમે ઊંડાણમા જાઓ તેમ તેમ તમારુ ચિત્ત એકરૂપ બને છે. હૃદય અને પ્રાર્થના એક બને તો દુનિયામાં એવુ શુ છે જે ન બને?

જેમ જેમ શબ્દો બોલો તેના ઉપર વિચાર કરો, હું જે બોલું છું એ મારા જીવનમા છે? કંઈ નવું આવે છે? પછી તમને જ વિચાર આવશે : "આ પ્રાર્થના હું કરું છુ છતાં મારા જીવનમાં સંવાદ કેમ નથી?"

પ્રાર્થનાની સાથે ચિંતન હોવુ જોઈએ, શબ્દોની વિપુલતા નહિ પણ ભાવનુ ઊંડાણ વધવું જોઇએ.

સુબુદ્ધિમાન સાંજે શયન કરવા જાય ત્યારે જેમ જોડા જોડાને ઠેકાણે મૂકે, કોટ કોટને ઠેકાણે મૂકે, ખમીસ ખમીસને ઠેકાણે મૂકે એમ ચિત્તને પરમાત્માના ચિંતનમાં મૂકે. પછી કહે : "હવે હુ તારી સાથે છુ, એકરૂપ છું"

પરમાત્માના મહાચૈતન્યના પ્રકાશની સાથે તમારા ચિત્તને જોડી દો. જેમ ઘરના ટેબલ–લેમ્પના પ્લગને સોકેટમાં ગોઠવતાં જ લાઇટ થાય છે એમ તમે તમારા ચિત્તને પરમાત્માની સાથે જોડીને સૂઈ જાઓ, એ પ્રકાશસભર થઇ જશે પછી કોઈ ભય નહિ, કોઈનો ડર નહિ અને કોઇ અશુભ અને અમ ગળ સ્વપ્ન નહિ. બધુ જ શુભ.

રાતના સૂતી વખતે પરમાત્મા સિવાય બધું જ ભૂલી જાઓ. વ્યાપાર પણ ભૂલી જાઓ, સગાં પણ ભૂલી જાઓ, ઝ ઝટ પણ ભૂલી જાઓ આ થોડી–શી રાત તમારા આરામ અને વિરામ માટે જ નક્કી થઈ છે એ આરામમા પ્રગાઢ શાંતિ જ હોય. એ આરામ કદાચ લાબો પણ નીવડી જાય તો શી ખબર ? આપણી યાત્રા એ મ ગળમય વિચારોની વણજાર છે

પ્રાર્થનાનો હેતુ પરમાત્મા સાથેની એકતા છે. સવારની પ્રાર્થનામા સુબુદ્ધિની માગણી છે અને રાતની પ્રાર્થનામાં આહાર, ઉપકરણ-belongings અને આ દેહની ઉપાધિ, આ બધાંની મમતાનો ત્યાગ છે. રે પ્રવાસી ! તુ સાથે શુ લઈને જઇશ ? તો ત્રણ વાત કહી :

પ્રવાસી ત્રણને છોડે છે; આહાર, ઉપકરણ અને દેહ; અને આ ત્રણને સાથે લેવાના છે: અરિહંત એ દેવ છે,

સુસાધુ એ ગુરુ છે અને જિનેશ્વરે કહેલો અહિંસામય માર્ગ એ ધર્મ છે. આ ત્રણને પ્રવાસમાં સાથે લઇ આગળ વધવાનુ છે

મગળ વિચારોથી આપણે જીવનને સમૃદ્ધ અને સુદર બનાવી શકીએ.

પહેલો વિચાર એ કે પુણ્યનો ઉદય એ સંપત્તિ નહિ પણ સુબુદ્ધિ; પાપનો ઉદય એ કઠિનાઈ નહિ પણ કુબુદ્ધિ. કઠિનાઇ આવે, ગરીબી આવે તો કહો શું વાધો છે? દુનિયામા ગરીબ કોણ નહોતું?

પુણિયો ગરીબ નહોતો! જૂના જમાનામા પણ ઘણા ય એવા ગરીબો હતા જેઓ આ લોકમા સત્કાર અને પરલોકમા મોક્ષ પામી ગયા છે.

ગરીબી એ પાપનો ઉદય નથી, કુબુદ્ધિ એ પાપનો ઉદય છે. સંપત્તિ એ પુણ્યનો ઉદય નથી પણ સુબુદ્ધિ એ પુણ્યનો ઉદય છે.

